ાવના

વલ્લભીય ગ્રન્થમાલા-પુષ્પ ૬

# વાર્તા સાહિત્ય-મીમાંસા

મીમાંસક :

દ્વારકાદાસ પરીખ

વલ્લભાબ્દ ૪૭૧ ] મૂલ્ય આઠ આના [ વિ. સં. ૨૦૦૫

# પ્રસ્તાવના

"વાર્તા-સાહિત્ય મીમાંસા" નામનો આ નિબંધ મેં આજથી બે વર્ષ પૂર્વે તૈયાર કરેલો. કિન્તુ સંજોગોની પ્રતિકૂળતાને લઇને તે આજે પ્રકટ થાય છે, આમાં વલ્લભસમ્પ્રદાયના મુખ્ય મુખ્ય સમગ્ર ચરિત્ર સાહિત્ય ઉપર વિચાર કરવામાં આવ્યો છે. અને તેની ઐતિહાસિકતા અને પ્રમાણિકતાને પુષ્ટ સાધનો વડે સ્પષ્ટ કરવામાં આવી છે. આ બધા સાહિત્યમાં ૮૪-૨૫૨ ની વાર્તાઓ વિશેષ મહત્વપૂર્ણ છે એથી તેના ઉપર અત્યધિક વિચાર કરવામાં આવ્યો છે.

સમ્પ્રદાયના સિદ્ધાંત અને તેની ભાવનાની દષ્ટિએ ૮૪, ૨૫૨ ના કોઈ પણ પ્રસંગમાં યત્કિંચિત પણ વિરોધ પ્રાપ્ત થતો નથીજ. એ શ્રીહરિરાયજીના ભાવ-પ્રકાશ તેમજ અન્ય સંસ્કૃત સાહિત્યથી નિર્વિવાદતઃ સિદ્ધ છે. **શ્રી ગોકુલનાથજી, શ્રી હરિરાયજી, શ્રી ગોપેશ્વરજી, કાકા વલ્લભજી, શ્રી દ્વારકેશજી, શ્રીગોવર્ધનલાલજી** અને **શ્રીગિરિધરલાલજી** આદિ સમ્પ્રદાયના સ્તંભરૂપ ગણાતા ગોસ્વામી બાલકોના વચનામૃતાદિ સાહિત્યમાં આ વાર્તાઓના સમ્પ્રદાયના સિદ્ધાંતોની પુષ્ટિ અર્થે ઉપયોગ કરવામાં આવ્યો છે. એથી તેની મહત્તા સહજ સમજી શકાય તેમ છે.

ઇતિહાસની દષ્ટિએ ૮૪ વાર્તાની કૃષ્ણદાસની વાર્તામાં તથા ૨૫૨ વાર્તાની લાડબાઈ, ધારબાઈ અને ગંગાબાઈની વાર્તાઓમાં કંઇક વિરોધાભાસ જેવું ઇતિહાસ ક્ષેત્રના આધુનિક વિદ્વાનોને લાગે છે. કિન્તુ તે વિરોધાભાસ વાસ્તવિક નથી. તેનું સામાન્ય દિગ્દર્શન અહીં કરાવવું ઉચિત છે.

કૃષ્ણદાસની વાર્તામાં બીરબલનો ઉલ્લેખ બેવાર મળે છે. એક બંગાલીઓને કાઢવાના સમયે અને બીજો શ્રી ગુસાંઇજીના વિપ્રયોગના પ્રસંગ સમયે.

શ્રી ગુસાંઇજીના પત્રોથી એ તો નિશ્ચિત છે કે બીરબલ શ્રી ગુસાંઇજીના સંપર્કમાં હતો અને તે આપની સેવાની પણ અભિલાષા રાખતો હતો. એ જ રીતે બીરબલના શ્રી નવનીતપ્રિયજી વિષયક પદોથી પણ તેની આ સંપ્રદાય પ્રત્યેની ભકિતભાવના જણાઇ આવે છે. એથી શ્રી ગુસાંઇજીને બીરબલ સમય સમય ઉપર મદદગાર થયો હોય તે પૂર્ણતયા સંભવ છે.

બંગાલીઓને કાઢવાનો સમય શાસ્ત્રી કંઠમણિજીને અનુસાર વિ. સં. ૧૬૦૭ છે. કિન્તુ આ સંવતને શાસ્ત્રીજીના અનુમાન સિવાય અન્ય કોઈ પુષ્ટ આધાર પ્રાપ્ત થતો નથી. જ્યારે બીજી તરફ નાથદ્વારાની કૃષ્ણભંડારની નોંધને અનુસાર બંગાલીઓને કાઢવાનો સમય વિ. સં. ૧૬૨૮નો સ્પષ્ટ રૂપમાં પ્રાપ્ત થાય છે.卐 એ સમયે બીરબલ અકબરના દરબારમાં હતો તે ઇતિહાસથી સિદ્ધ છે. એથી વાર્તામાં પ્રાપ્ત તે વખતનો બીરબલનો ઉલ્લેખ ઇતિહાસ વિરૂદ્ધ જતો નથી.

વાર્તાનો શ્રીગુસાંઇજીના વિપ્રયોગ પ્રસંગનો બીરબલ સંબંધીનો દ્વિતીય ઉલ્લેખ હજુ ઇતિહાસથી સ્પષ્ટ રૂપમાં પુષ્ટ થઇ શકયો નથી. કેમકે શ્રીગુસાંઇજીના વિપ્રયોગનો સમય "સંવાદ" અને "પ્રદીપ" આદિને અનુસાર ૧૬૧૦ ની પૂર્વનો (વિ. સં. ૧૬૦૬ નો) નિશ્ચિત છે. એ સમયે બીરબલ રાજદ્વારમાં હતો કે કેમ ? એ ઇતિહાસથી હજુ સ્પષ્ટ થતું નથી. બીરબલનો જન્મ વિ. સં. ૧૬૮૫ નો છે. એટલે વિપ્રયોગના સમયે [વિ. સં. ૧૬૦૬] તે ૨૧ વર્ષનો હતો. એ સમયે ટોડરમલ્લ ૨૬ વર્ષનો હતો અને તે શેરશાહના રાજ્યમાં કામ કરતો હતો તે ઇતિહાસથી સિદ્ધ છે. સંભવ છે બીરબલ પણ કોઈ કામ કરતો હોય. અથવા તો બીરબલની અતિ પ્રસિદ્ધિ તેમજ શ્રીગુસાંઇજી સાથેના તેના ઘનિષ્ટ સંપર્કથી તેનું નામ ટોડરમલની સાથે લખાયું હોય જ્યાં સુધી બીરબલનો પૂર્ણ ઇતિહાસ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી આ વિષયનો ચોકકસ નિર્ણય થઈ શકે નહી. ટોડરમલનો સામ્પ્રદાયિક સંબંધ શ્રીગુસાંઇજીના પત્રો તેમજ તેનાં વાત્સલ્યભાવનાં પદોથી પુષ્ટ છે.

---

卐 આ વિષયનું સપ્રમાણ વિશદ વિવેચન "સૂર સમીક્ષા" નામના ગ્રન્થમાં કરવામાં આવ્યું છે.

૨૫૨ ની વાર્તાના લાડબાઈ ધારબાઈ અને ગંગાબાઇની વાર્તાઓમાં પ્રાપ્ત ઔરંગઝેબના ઉલ્લેખો તો શ્રીહરિરાયજી દ્વારા તેમના ભાવપ્રકાશમાં કહેવાયલા છે અને તે ભાવ-પ્રકાશની ભિન્ન લીપીના અભાવે વાર્તાઓની સાથે સંકળાઇ ગયેલા છે. એટલે તે શ્રીગોકુલેશ દ્વારા કહેવાયલી વાર્તાઓથી ભિન્ન હોઇ તેમના સમયના વિરૂદ્ધ હોય તે સ્વાભાવિક છે આમ આ ઉલ્લેખોમાં રહેલો વિરોધાભાસ તેનો ઇતિહાસ જાણવાથી વાસ્તવિક નથી તે સમજી શકાય તેમ છે. ૨૫૨ વૈષ્ણવોની મૂલ વાર્તા અને તેના ઉપરનો ભાવ-પ્રકાશ અનુકૂળ સમયે હાલમાં મારી દ્વારા પ્રકટ થયેલી ભાવનાવાલી ૮૪ વાર્તાની પદ્ધતિએ પ્રકટ કરવામાં આવશેજ. એનાથી તે વાર્તાનુ પણ મૂળરૂપ સમજી શકાશે.

આ નિબંધમાં વાર્તાઓનો ઇતિહાસ, તેની પ્રામાણિકતા અને તે પ્રતિ કરાયેલા તમામ આક્ષેપો ઉપર પણ સારી રીતે વિચાર કરવામાં આવ્યો છે. આશા છે તટસ્થ વિદ્વાનો આના ઉપર વિચાર કરી વાર્તાઓની પ્રમાણિકતાનો વાસ્તવિક સ્વીકાર કરશેજ.

—દ્વારકાદાસ પરીખ.

## વાર્તાઓના ઇતિહાસને સ્પષ્ટ કરતું રેખાચિત્ર—

પુષ્ટિમાર્ગીય આદર્શ સેવકોના વાર્તાપ્રસંગોના

**આદ્યપ્રણેતા**

**શ્રીવલ્લભાચાર્યજી** (સં. ૧૫૩૫ થી સં. ૧૫૮૭)

|

તે પ્રસંગોના પ્રથમ વક્તા

|

**શ્રી દામોદરદાસ હરસાની**

|

તેનો વિકાસ કરનાર

|

**શ્રી વિઠ્ઠલનાથજી ગુસાંઇજી** (સં. ૧૫૭૨ થી સં. ૧૬૪૨)

|

તેનો પ્રચાર કરનાર

|

**ગોવર્દ્ધનદાસ** (૨૫૨ વૈષ્ણવોમાંના)

|

તે સર્વે પ્રસંગોને લેખબદ્ધ કરનાર

|

**શ્રીકૃષ્ણ ભટ્ટ** (૨૫૨ વૈષ્ણવોમાંના)

|

૮૪-૨૫૨ સંખ્યાના વર્ગીકરણવાળા વિશદ રૂપોના પ્રણેતા

|

**શ્રીગોકુલનાથજી**

|

સમગ્ર વાર્તાઓના ટીકાકાર

|

**શ્રીહરિરાયજી**

# વાર્તા સાહિત્ય-મીમાંસા*

**વાર્તા-સાહિત્ય નો સામાન્ય પરિચય**

**અ**હિં જે વાર્તા-સાહિત્ય ઉપર વિચાર કરવામાં આવે છે તે વલ્લભ-સમ્પ્રદાયમાં પ્રસિદ્ધ ૮૪,૨૫૨ વૈષ્ણવોની વાર્તાઓ તેમજ શ્રીમહાપ્રભુજીની પ્રાકટ્ય વાર્તા, નિજવાર્તા, ઘરૂવાર્તા, બેઠક ચરિત્ર, શ્રીગુસાંઈજીની નિજવાર્તા, બેઠક-ચરિત્ર. શ્રીગોવર્દ્ધનનાથજીની પ્રાકટ્ય વાર્તા, ભાવસિંધુ અને અન્ય વચનામૃતાદિ પ્રાચીનતમ પ્રાકૃત સાહિત્ય છે. આ તમામ સાહિત્ય ઉપર વિચાર કરવાનું ખાસ પ્રયોજન એ છે કે તેમાં વલ્લભ-સમ્પ્રદાયનાં સિદ્ધાંત, ભાવના અને ઐતિહ્ય એમ ત્રિવિધ ઉપયોગી તત્ત્વોનો સમાવેશ થયેલો છે. એમાંનાં ઐતિહ્ય તત્ત્વો તો ન કેવળ વલ્લભ-સમ્પ્રદાયના ઇતિહાસને અર્થેજ અત્યંત ઉપાદેય છે અપિતુ હિન્દી સાહિત્ય ક્ષેત્રને માટે પણ તે નિતાન્ત ઉપયોગી છે. કેમકે તેમાં હિન્દી સાહિત્યને પૂર્ણ વિકસાવનાર તેમજ તેને સારી રીતે ઉન્નત કરી સરસ અને ભાવપ્રચૂર રૂપમાં વ્યક્ત કરનાર સૂરદાસાદિ અષ્ટછાપના ગાહાકવિયોની સાથે અન્ય પણ કેટલાય મહત્ત્વપૂર્ણ હિન્દી સાહિત્યને સમૃદ્ધ કરનાર વિવિધ પ્રાન્તીય કવિયોની જીવનીઓ પ્રાપ્ત છે. તદતિરિક્ત ભાષાની દૃષ્ટિએ પણ તે વાર્તાઓ વ્રજભાષામાં રચાયલી હોઈ પ્રાચીનતમ હિન્દી ગદ્યભાષાના પ્રતીક રૂપ છે. પ્રાચીનતમ અને પરિમાર્જિત એવા હિન્દીના ગદ્યરૂપ વાર્તાઓથી અતિરિક્ત અન્ય ગદ્ય સાહિત્ય હિન્દીક્ષેત્રમાં અદ્યાપિ ઉપલબ્ધ નથી.

ઉક્ત પ્રકારની સામ્પ્રદાયિક અને સાહિત્યિક વિશેષતાઓથી અતિરિક્ત તે સાહિત્યમાં તત્કાલીન રાજકીય એવં સામાજિક સ્થિતિઓનું પણ દિગ્દર્શન છે. અતઃ તે, તત્કાલીન રાજકીય એવં સામાજિક પરિસ્થિતિઓના જ્ઞાન અર્થે પણ અત્યંત ઉપયોગી સિદ્ધ થાય તેમ છે. બીજા પ્રકારે **સંક્ષિપ્તમાં** કહીએ તો પૂર્વોક્ત વાર્તા-સાહિત્યમાં તત્કાલીન ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચતુર્વિધ પુરુષાર્થોનું સુંદર રૂપથી નિરૂપણ થયેલું છે. અતએવ તે સાહિત્ય જેટલું વલ્લભ-સમ્પ્રદાય અને હિન્દી સાહિત્ય ક્ષેત્રને અર્થે ઉપાદેય છે તેટલુંજ તે રાજકીય એવં સામાજિક ક્ષેત્રોને માટે પણ ઉપયોગી થઈ શકે છે. આમ વાર્તા-સાહિત્યની સર્વતોમુખી ઉપાદેયતાને જોતાં તેના ઇતિહાસ અને તેની પ્રામાણિકતા ઉપર વિચાર કરવો અનિવાર્ય બને છે. અતઃઅત્ર સર્વ પ્રથમ તેના ઇતિહાસ ઉપર વિચાર કરીશું -

**વાર્તા-સાહિત્ય નો ઇ-તિ-હા-સ**

વાર્તા-સાહિત્યના ઇતિહાસમાં તેની ઉત્પત્તિ, વિકાસ, પ્રચાર, વૃદ્ધિ અને તેનાં વિવિધ રૂપોની સાથે તેના સમય આદિનું પણ જ્ઞાન તેના અંગરૂપથી પ્રાપ્ત થઈ શકે છે. અતઃ તે સર્વને અત્ર ક્રમશઃ અવલોકીએ -

૧ **ઉત્પત્તિ**--પૂર્વોક્ત તમામ સાહિત્યમાં ચોરાશી વૈષ્ણવોની વાર્તાઓ પ્રાચીનતમ છે. આ વાર્તાઓની સૂત્રાત્મક ઉત્પત્તિ સર્વ પ્રથમ શ્રીમદ્ વલ્લભાચાર્યજી દ્વારા થઈ છે. અતઃ વાર્તા-સાહિત્યના આદ્યપ્રવર્તક જગદ્ગુરૂ શ્રીમન્મહાપ્રભુ શ્રીવલ્લભાચાર્યજીજ છે. એની પુષ્ટિમાં ૮૪ વાર્તાઓમાંના અસંખ્ય વચનોમાંથી કેટલાંક અત્રે આપવામાં આવે છે - -

(ક) "तब श्रीआचार्यजी ने कह्यो जो ए विधि पूर्वक समर्पन ज्यों कह्या है त्यों नांहि करत ...तहां एतन्मार्गीय वैष्णव ताके हृदयमें श्रीठाकुरजी बिराजत हैं ताको संग करनो। तहां **गज्जन धावन आदि** वैष्णव को **द्रृष्टांत** दीनो, "

---कृष्णदास मेघन की वार्ता

---

* પ્રસ્તુત લેખમાં કાંકરોલી સરસ્વતી ભંડારમાં પ્રાપ્ત વિ. સં. ૧૬૯૭ ની ૮૪ વાર્તા, અન્યત્ર પ્રાપ્ત વિ. સં. ૧૭૫૨ ની ભાવપ્રકાશવાળી ૮૪ વાર્તા, ૨૫૨ વાર્તા, યદુનાથ દિગ્વિજય, કલ્પદ્રુમ, સેવ્ય સ્વરૂપોની વાર્તા, રા. રા. શ્રી લલ્લુભાઈ આદિનાં અન્વેષણો તેમજ અન્ય પ્રાચીન ગ્રન્થોનો આશ્રય લીધો છે. તે સર્વનો આવશ્યક સ્થાને ઉલ્લેખ પણ કરવામાં આવ્યો છે.

(ખ) "सो इनकी सेवा देखि कें श्रीआचार्यजी बहोत प्रसन्न भए तब आपु **श्रीमुखतें कहे,** जिन राजा अंबरीष कों न देख्यो होय सो दामोदरदास कों देखो! राजा अंबरीष तो मर्यादामार्गीय हुतो और ये पुष्टिमार्गीय है। इनमें इतनी अधिकता हैं" —दामोदरदास संभरवाले की वार्ता

(ग) "तब माधोदास ने सब समाचार श्रीआचार्यजी महाप्रभुनसों कहें। तब श्रीआचार्यजी सगरे वैष्णवन सों कहें जो देखो! यह वही माधोदास है कैसी टेक को वैष्णव भयो?" —माधोदास की वार्ता

(घ) "तब श्रीआचार्यजी कहें, यह धन्य हैं। श्रीठाकुरजी कों श्रम नांहि करावत है। तातें याके समान धीरज काहु कों नाही, यह **श्रीमुखतें कहें**। रामदास की वार्ता

(ङ) तब श्रीआचार्यजी महाप्रभु ने कह्यो जो "दमला"! तेंने कछु सुन्यो? तब दामोदरदासने कह्यो जो महाराज! मैंने श्रीठाकुरजी के बचन सुने तो सही परि समुझ्यो नांही। तब श्रीआचार्यजी आपु कहे जो मोकों श्रीठाकुरजी ने आज्ञा कीनी हैं, जो—तुम जीवन कों ब्रह्मसंबंध करवावो। तिनकों हों अंगीकार करूंगा और जीवन कों तुम नाम देउगे तिनके सकल दोष निवृत होइंगे। ताते ब्रह्मसंबंध अवश्य करनो।+ —दामोदरदास की वार्ता

ઉક્ત વચનોના ઉદ્ધરણોથી એ સ્પષ્ટ જાણી શકાય છે કે શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ પોતાના પુષ્ટિ સિદ્ધાંતના આદર્શને સમજાવવાને અર્થે તેવા આદર્શવાન સ્વસેવકોના ચરિત્રોને પ્રસંગાત્મક વાર્તાઓના રૂપમાં વૈષ્ણવોની સમક્ષ ઉપસ્થિત કર્યા હતા. અતઃ વાર્તાઓની ઉત્પત્તિ સર્વ પ્રથમ શ્રીમદ્ વલ્લભાચાર્યજી દ્વારાજ થઈ છે એ વાત નિશ્ચિત થાય છે.

શ્રીમદ્‌વલ્લભાચાર્યજી દ્વારા આ વાર્તાઓની થયેલી ઉત્પત્તિનો મુખ્ય હેતુ વૈષ્ણવસમાજમાં સરળરૂપથી પુષ્ટિ સિદ્ધાંત અને તેની હૃદયંગમ ભાવનાઓને દૃષ્ટાંતો દ્વારા સમજાવવાં તેજ હતો. એ, વાર્તાઓનાજ પૂર્વ ઉદ્ધરણોથી સ્પષ્ટ થઈ જાય છે. એમાં સમ્પ્રદાયના ભૌતિક ઉત્કર્ષનો હીન હેતુ સર્વથા ન હતો. યદિ તેવો સામાન્ય સ્વાર્થપૂર્ણ અને હીન હેતુ શ્રીમદ્ વલ્લભાચાર્યજીમાં રંચ પણ હોત તો જીવોને સ્વમાર્ગીય દીક્ષા આપતી સમયે આનાકાની પૂર્વક આગ્રહની અપેક્ષાવાળો અધિકાર ને અનધિકારનો જે બારીક વિચાર નિચેની પંક્તિઓમાં કરેલો દેખાય છે તે સર્વથા પ્રાપ્ત ન થાત. જેમકે—

(क) "तब हरिवंश पाठक...दंडवत् करि विनती करी...महाराज!... सरन लेहु। तब श्रीआचार्यजी कहें, हमहूं ब्राह्मण है, तुम हू ब्राह्मण हो। सरनि आइवे की क्यों कहत हो?" —हरिवंश पाठक की वार्ता।

(ख) तब श्रीआचार्यजीसों विनती करी महाराज! मोको सेवक करिये। कृपा करिके। तब श्रीआचार्यजीने कही तेरे रामदास मरजादामारगीयको संग है। तातें हमारो सेवक मति होउ। तब प्रभुदासने कही महाराज! आप कहो तो उह रामदास कों हू आपको सेवक कराउं। तब श्रीआचार्यजी कहें **कहा भयो सेवक कराए**। वाको अंगीकार मर्यादा में ही है। —प्रभुदास जलोटा की वार्ता।

આવાં અન્ય પણ અનેક ઉદ્ધરણો વાર્તાઓમાં પ્રાપ્ત છે જેનાથી એ સ્પષ્ટ થાય છે કે અનધિકારી જીવોને આપ સેવક કરતા ન હતા. તેમજ અધિકારી જીવોને પણ એક બે વાર ના પાડ્યા પછી પણ જો તેમનો આગ્રહ જોતા તોજ તેમને સેવક કરતા. અતઃ આધુનિક એક બે હિન્દી વિદ્વાનોના "ગદ્દીની મહત્તા" વાળો આક્ષેપ સાવ અસત્ય જ સિદ્ધ થઈ રહે છે. વાર્તાઓ તો કેવળ શ્રીમદ્‌વલ્લભાચાર્યજી તેમજ તેમના મહાનુભાવ અને નિઃસ્પૃહ વિદ્વાન વંશજો દ્વારા સ્વસેવકોમાં જ સમ્પ્રદાયના આદર્શને ઉપસ્થિત કરવાને અર્થેજ દૃષ્ટાંત રૂપથી કહેવામાં આવતી હતી. તેમાં આધુનિક લોક શૈલીના હીન ભૌતિક સ્વાર્થ સિદ્ધિવાળા પ્રચારની ગંધ પણ નથી. આ વાત તેના સામ્પ્રદાયિક સૈદ્ધાન્તિક વિચારપૂર્ણ સંગતિવાળા અધ્યયનથી સ્પષ્ટ

---

+ આ પ્રસંગની પુષ્ટિ "સિદ્ધાંત રહસ્ય"ના પ્રથમ શ્લોકથી પણ થાય છે. આ અને બીજા બદ્રીકાશ્રમ વિગેરેના વાર્તાના પ્રસંગોની પુષ્ટિ આચાર્યશ્રીના અંતઃસાક્ષ્યરૂપ બદ્રીકાશ્રમ આદિના વૃત્તિપત્રોથી પણ થઈ જ રહે છે.

થઈ જાય છે. આ વાર્તાઓને તે સમયમાં તો **અનધિકારીઓ સમક્ષ ગુપ્ત રાખવાનો જ પ્રયાસ થતો હતો.** એને આગળ ઉપર પ્રમાણ દ્વારા સ્પષ્ટ કરવામાં આવ્યું છે.

૨ **વિકાસ**—શ્રીમદ્વલ્લભાચાર્યજી અનન્તર આપના દ્વિતીય પુત્ર પ્રાતઃસ્મરણીય શ્રીવિઠ્ઠલેશે **પણ પૂર્વ** વાર્તા-પ્રણાલીને સ્વસેવકોમાં ઉપદેશાર્થે ચાલુ રાખી હતી. આપે શ્રીમદાચાર્યચરણના ઉપસ્થિત **દામોદરદાસ** પ્રભૃતિ મહાનુભાવ સેવકોની પાસેથી જેમ સમ્પ્રદાયની રહસ્યવાર્તાઓને જાણી તેમ શ્રીમદ્વલ્લભાચાર્યજી ના સાંગોપાંગ ચરિત્રને પણ જાણ્યું હતું. એની પુષ્ટિમાં **વાર્તાઓનાં જ નિમ્નાંકિત** વચનો અત્રે **દ્રષ્ટવ્ય** છે.

( ૬ ) पाछें दामोदरदास ने मारगकी **प्रणालिका** कही. श्रीभागवतकी टीका श्रीसुबोधिनीजी, श्रीआचार्यजी महाप्रभुनके **ग्रन्थनकी टीका** और **रहस्यवार्ता.** श्रीगुसांईजीकी आगे **सब** कहें । " (प्रा. वा. रहस्य प्रथम भाग पृष्ठ ५३)

( ७५ ) तापाछें श्रीगुसांईजीने दामोदरदाससों कह्यो. जो दामोदरदास ! तुम हमकों श्रीआचार्यजीको **प्राकट्य कहो** और दैवीजीव क्यों बिछुरे ताको **कारण** और **जीवनके अंगीकारको प्रसंग** । ये सब विस्तार करिके **कहो ।** काहेतें, जो तुमारे हृदय में श्रीआचार्यजी बिराजतहैं और यह प्रसंग श्रीआचार्यजी बिनु कौन **कहे, और कैसे जानि परे** ? यातें हम तुम सो प्रसंग कियो है । ( श्रीगुसांईजी तथा दामोदरदासको संवाद ) *

આ ઉદ્ધરણોથી ત્રણ વાત સ્પષ્ટ **થઈ** જાય છે. એક તો શ્રીમહાપ્રભુજીનું પ્રાકટ્ય અર્થાત્ **અથથીઈતિ** પર્યંતનું આપનું **ચરિત્ર.** બીજું દૈવીજીવોનું લીલામાંથી ભૂતલ ઉપર આવવાનું કારણ અર્થાત્ **લીલાભાવના,** અને ત્રીજું જીવોના અંગીકારનો **પ્રસંગ** અર્થાત્ શ્રીમહાપ્રભુજીએ જે જે જીવોને જે જે પ્રકારથી **અંગીકાર કર્યા** તેની **વાર્તાઓ.** આમ ત્રણેને શ્રીગુસાંઈજીએ શ્રીદામોદરદાસ હરસાની, કે જેઓ શ્રીઆચાર્યજીના મુખ્ય અને **અંતરંગ** સેવક હતા અને જેમનાથી આચાર્યશ્રી કોઈ પણ વાત છિપાવતા નહિ તેમની, દ્વારા જાણ્યું હતું. આચાર્ય**શ્રીએ** પણ એ માટે જ દામોદરદાસ ના હૃદયમાં માર્ગનું સ્થાપન કરી તેના તમામ રહસ્યને-સિદ્ધાંત, ભાવના અને ઐતિહ્યમિશ્રિત ગુપ્તતત્વોને-તેમનામાં સ્થિર કર્યું હતું. એની પુષ્ટિ તેમની વાર્તાના આ **ઉદ્ધરણથી થાય છે**—

" **और** श्रीआचार्यजीने श्रीठाकुरजीकी पास तीन बार यह मांग्यो । जो-मेरे आगे दामोदरदासकी देह **न छूटे ।** ताको हेतु यह है जो श्रीआचार्यजी महाप्रभु सन्यास ग्रहण करिवेको विचार **मनमें** करे । ता समें **श्रीगोपीनाथजी** तथा श्रीगुसांईजी दोऊ भाई बालक हते । ताते मारगकी वार्ता श्रीआचार्यजी महाप्रभु दामोदरदासकों **समजाइ के थापी ।** दामोदरदास सों कछु गोप्य न राख्यो । और श्रीआचार्यजी श्रीभागवत अहर्निश देखते, कथा कहेते और **दामोदरदास** सुनते और मारगको सब सिद्धांत, भगव**ल्लीला रहस्य** श्रीआचार्यजीने दामोदरदासके हृदय में **स्थाप्यो** । "

( प्रा. वा. रहस्य भाग १ पृष्ठ ४५ )

વાર્તાના ઉક્ત ઉદ્ધરણથી "સંવાદ"ના પૂર્વ કથનને પણ પુષ્ટિ મળે છે. આ **ઉદ્ધરણમાં પણ મારગની વાર્તા** અર્થાત્ આચાર્યશ્રીના સેવકોની માર્ગ પ્રતિની આચાર, વિચાર અને વ્યવહારરૂપ દ્રષ્ટાંતોવાળી વાર્તાઓ અને શ્રીગોવર્દ્ધનનાથજી પ્રભૃતિ સ્વરૂપોની પ્રાકટ્યાદિ વાર્તાઓ તથા સમ્પ્રદાયના **સિદ્ધાંત અને ભગવલ્લીલા** રહસ્ય, અર્થાત્ લીલાભાવના, એ ત્રણેતત્ત્વોને આચાર્યશ્રીએ દામોદરદાસને **સમજાવ્યાં હતાં એ વાત સ્પષ્ટ** કહેવાયલી છે. અત : "સંવાદ" અને "વાર્તા" ને અનુસાર દૈવી જીવોના અંગીકાર અને વ્યવહારના પ્રસંગો રૂપ**થી** દામોદરદાસે જ શ્રીગુસાંઈજીને આચાર્યશ્રીના સેવકોની વાર્તાઓને કહેલી છે એમ નિશ્ચિત **સમજાય** છે. **એની સાથે સાથે** શ્રીમહાપ્રભુજી પ્રભૃતિની પ્રાકટ્યાદિ વાર્તાઓ પણ **દામોદરદાસ** દ્વારાજ પ્રકટ **થયેલ છે એ** પણ "સંવાદ" આદિ**થી સમજી** શકાય છે.

શ્રીમદ્વલ્લભાચાર્યજીના ૮૪ વૈષ્ણવો પૈકીના ઘણા સેવકો તો શ્રીવિઠ્ઠલેશના **સમયમાં** પણ વિદ્યમાન હતા એ તેમની વાર્તા આદિનાં ચરિત્રોથી સ્પષ્ટ છે. જેવા કે ૧ દામોદરદાસ હરસાની. ૨ તુલસાં, ૩ **રૂક્મણી,** ૪ અચ્યુતદાસ. ૫ ભગવાનદાસ, ૬ હરિવંશ, ૭ કૃષ્ણા, ૮ અમ્મા ક્ષત્રાણી, ૯ પુરુષોત્તમદાસ **સ્ત્રી-પુરુષ,**

* જુઓ કાંકરોલીથી પ્રકાશિત શ્રીમહાપ્રભુજીની પ્રાકટ્ય વાર્તાના પૂર્વ આપેલો "સંવાદ" નો **ઉપક્રમ**—

૧૦ ત્રિપુરદાસ, ૧૧ જનાર્દનદાસ, ૧૨ પુરુષોત્તમદાસ જોશી; ૧૩ વાસુદેવદાસ, ૧૪ ગોરજાસમરાઈ ૧૫ રામદાસ પ્રોહિત, ૧૬ વિષ્ણુદાસ છીંપા, ૧૭ કન્હૈયાશાહ ક્ષત્રી, ૧૮ સંતદાસ ૧૯ માવજી પટેલ, ૨૦ ગોપાલદાસ ૨૧ સૂરદાસ, ૨૨ પરમાનંદદાસ, ૨૩ કુંભનદાસ, ૨૪ કૃષ્ણદાસ, ઇત્યાદિ અન્ય પણ મુખ્ય મુખ્ય વૈષ્ણવો શ્રીગુસાંઇજીની પ્રૌઢ અવસ્થા તક વિદ્યમાન હતા એ વાર્તા આદિથી જ્ઞાત થઇ શકે છે. અત : એમનાં ચરિત્રો તો શ્રીગુસાંઇજીથી અજ્ઞાત હોઇ શકે જ નહિ. તદતિરિક્ત આચાર્યશ્રીના સેવક બાદરાયણદાસ પ્રભૃતિના વંશજો પણ આપના સેવકો હતા.× અત : તેમની દ્વારા તેમના પિતા, પિતામહ આદિના ચરિત્રો આપને પ્રાપ્ત થઇ શકે તે પણ સહેજ રૂપથી સંભવ છે. તે સિવાય શ્રીગુસાંઇજીના સમયમાં પણ વિદ્યમાન એવા આચાર્યજીના સેવક કેટલાક પ્રસિદ્ધ કવિયો જેવા કે લઘુપુરુષોત્તમદાસ, "મુકુંદદાસ" "પદ્મનાભદાસ" આદિની રચનાઓ સમ્પ્રદાયના પ્રાચીનતમ સાહિત્યમાં પ્રાપ્ત હોઇ તેમનું ચારિત્રિક જ્ઞાન પણ ગુસાંઇજીને થવું સ્વાભાવિક હતું. કેમકે શ્રીગુસાંઇજીએ સમ્પ્રદાયની જે સેવા પ્રણાલીને સ્થાપી છે તેમાં એમણે કીર્તનાની પ્રણાલીને પણ અંગરૂપથી લીધી છે. આ કીર્તન પ્રણાલીમાં એમનાં જ કીર્તનોને શ્રીગુસાંઇજીએ સ્થાન આપ્યું છે કે જેઓ યાતો ભગવત્સાક્ષાત્કારને પ્રાપ્ત થયેલ હતા અથવા તો કોઇ પણ રાગને સિદ્ધ કરી ચૂકયા હતા. આ વસ્તુના જ્ઞાન અર્થે પણ તે કવિયોના ચરિત્રોને જાણવાં આવશ્યક હતાં. અત: શ્રીગુસાંઇજીએ એવા એવા ભક્ત કવિયોના ચરિત્રોને જાણ્યાં હોય તે સ્વાભાવિક છે.

કવિયો સિવાયના ચોરાશીમાંના "માધો ભટ્ટ" જેવાનાં ચરિત્રોનું ય જ્ઞાન શ્રીગુસાંઇજીને થવું સ્વાભાવિક હતું. કેમકે સમ્પ્રદાયમાં આચાર્ય વાણીરૂપ જે શ્રીસુબોધિનીનું મહત્ત્વ છે તેના સર્વ પ્રથમ તાત્કાલીક લિપિકાર તે માધોભટ્ટજ હતા. અત: શ્રીસુબોધિનીના અભ્યાસમાં તેમનું સ્મરણ પણ સહજ હોય એ સંભવ છે.

તદુપરાંત શ્રીગુસાંઇજીને ત્યાં આચાર્યશ્રીના જે જે લીલાસ્થ સેવકોના ઠાકોરજી પ્રાપ્ત હતા તેમના પરિચય અંગે પણ જે જે શ્રીઠાકુરજીના જે જે સેવક જે જે રીતે સેવા કરી હતી અને તેમાં જે જે પ્રકારની ભિન્ન ભિન્ન વિશેષતાઓ હતી તેના જ્ઞાનના સાથે તે તે સેવકોના પરિચય પણ પ્રાપ્ત થવો શ્રીગુસાંઇજીને અર્થે સહજ હતો. જેમકે અમ્માક્ષત્રાણીના ઠાકુરજીએ અમ્માના બન્ને પુત્રોના ગત થવાથી અમ્માની શોક નિવૃત્તિને અર્થે શ્રીમસ્તક ઉપર પાગ નહીં ધરવાનું સહાને માટે વચન આપ્યું હતું. તદનુસાર શ્રી ગુસાંઇજીથી આજપર્યંત તે શ્રીઠાકુરજીને* પાગ ધરાવવામાં આવતી નથી. એજ રીતે પદ્મનાભદાસની આડીથી શ્રીમથુરેશજીને છોલા ધરાવવા આદિની પણ કેટલીય વિશેષતાઓ સેવામાં રહેલી હોવાથી શ્રીગુસાંઇજીને તેના જ્ઞાનની આવશ્યકતા હતી જ. અત: સર્વે સ્વરૂપો અને તેના મૂળ સેવા કરનારા શ્રીમદાચાર્યચરણના સેવકોના ઇતિવૃત્તનું જ્ઞાન થવું શ્રીગુસાંઇજીને સહજ સંભવ છે. આમ ઉક્ત અનેક પ્રકારથી શ્રીગુસાંઇજીને આચાર્યશ્રીના અનન્ય સેવકોનો પરિચય પ્રાપ્ત થયેલો અને તેનો પોતે વૈષ્ણવ સમાજમાં વાર્તા રૂપથી પ્રચાર પણ કરેલો એ નિશ્ચિતજ છે. કેમકે આપ પણ શ્રીમદાચાર્યચરણનાં માફક સ્વ સેવકોમાં તેવા આદર્શ વૈષ્ણવોની સરાહના સ્વમુખથી કરતા હતા એના પ્રમાણમાં નીચેનાં ઉદ્ધરણો દ્રષ્ટવ્ય છે:—

(૧) "तब श्रीगुसांइजीने चाचा हरिवंशजी सों कह्यो...जैसे श्रीआचार्यजी महाप्रभुन के सेवक रामदासजी **अपरस छोडिके सिपाईगिरिकी चाकरी करें परि श्रीठाकुरजी कों श्रम तो नहो करवाए तब रामदासजी कों देखिके श्रीआचार्यजी महाप्रभु श्रीमुखनें रामदासजी कों धन्य धन्य कहे । तासों वैष्णवन कों गोवर्द्धननाथजी विषे रामदासको सो स्नेह रखनो ॥**" २५२ वार्ता. चाचा हरिवंशजीकी.+

× જુઓ સં. ૧૬૬૦ ની આસપાસ લખાયલી 'પરમાનંદ સાગર'ની પ્રતિનું શ્રી. મોદી દ્વારા અનુગ્રહમાં આપેલું સમીક્ષાત્મક ઉદ્ધરણ—

* આ શ્રીઠાકુરજી નાથદ્વારામાં શ્રીનવનીતલાલજીની પાસે આજ પણ ખુલ્લા શ્રીમસ્તકથી જ બિરાજે છે—

+ કાંકરોલી સરસ્વતી ભંડાર બન્ધ ૧૧૦/૧.

"(२) सो श्रीगुसांईजी रुक्मिनिकों देखिके कहते जो इन सों श्रीठाकुरजी उरिन कबहू न होइंगे। पाछे भगवदिच्छा सों देह छूटी तब काहू वैष्णवने श्रीगुसांईजी सों कही, महाराज! रुकमिनिने गंगा पाई। तब श्रीगुसांईजी कहे एसे मति कहो! एसे कहो जो गंगाजीने रुकिमिनि पाई।...या प्रकार **श्रीमुखसों कहते**।"

(प्रा. वा. २. ૩ જો ભાગ)

ઉક્ત પ્રકારનાં વાર્તાઓના અન્ય પણ અનેક ઉદ્ધરણોથી એ સ્પષ્ટ થઈ જાય છે કે ૮૪ આદિ વૈષ્ણવો માંના મુખ્ય મુખ્ય કેટલાક વૈષ્ણવોનાં ચરિત્રોના કહેનાર શ્રીમહ્વલ્લભાચાર્યજી અને શ્રીવિઠ્ઠલેશજ હતા. અને તે ચરિત્રોને કહેવાનો આશય કેવળ પુષ્ટિભક્તિના તત્વોને સમજાવવો એજ હતો.

૩ **પ્રચાર** શ્રીમહ્વલ્લભાચાર્યજી દ્વારા કહેલી અને શ્રીવિઠ્ઠલેશ દ્વારા વિકસિત થયેલી વાર્તાઓનો પ્રચાર આપના વિશ્વસ્ત, વિદ્વાન અને બહુશ્રુત મહાનુભાવ વૈષ્ણવો દ્વારા થયેલો છે તે વૈષ્ણવો નિત્ય નિયમપૂર્વક ભગવન્મંડલીમાં કથા રૂપથી તે ગુરૂમુખથી શ્રવણ કરાયેલી વાર્તાઓનું અક્ષરશઃ પોતાની સમાન કોટીના વૈષ્ણવોમાં ભક્તિના ઉદ્રેકાર્થે પરસ્પર આદાન પ્રદાન કરતા. તેની પુષ્ટિ નિમ્ન ઉદ્ધરણથી થાય છે—

"एक समे गोवर्द्धनदास परम भागवतोत्तम उज्जैन में कृष्णभट्ट के घर आए। सो कृष्णभट्टने आगो भलो कीनो। भोजन करवायो। भोजन करि बेठे तब भट्जीने कथा कछु सुनायो...**रात्रि दिवस वैष्णवन की वार्ता करे**। सो करते करते **तीन दिन तीन रात** वितित भइ।*"

આ ઉદ્ધરણથી વૈષ્ણવના પરસ્પર આદાનપ્રદાનવાળા પૂર્વ કથનની જેમ પુષ્ટિ થાય છે તેમ ગોવર્દ્ધનદાસની વિશ્વસ્તતા, બહુશ્રુતતા અને મહાનુભાવતા પણ સ્પષ્ટ થાય છે. કેમકે કૃષ્ણભટ્ટ જેવા વિદ્વાન અને શ્રીગુસાંઈજીના સ્પષ્ટ સેવક પોતાના મહાનુભાવ સેવકને પણ ગોવર્ધનદાસે વૈષ્ણવોની વાર્તાઓને ત્રણ અહોરાત્રી પર્યંત લગાતાર શ્રવણ કરાવીને જેમ પોતાની બહુશ્રુતતાને સ્પષ્ટ કરી તેમ તેમને દેહાનુસંધાન રહિત કરીને પોતાના કથનની પ્રામાણિકતાને પણ વ્યક્ત કરી છે. કેમકે પ્રમાણિક કથન વિના કૃષ્ણભટ્ટ જેવા શ્રીગુસાંઈજીના અંતરંગીય વિદ્વાન વૈષ્ણવ કદાપિ અન્ય સામાન્ય વચનો ઉપર વિશ્વાસ કરી શકે નહિજ. એનાથી તે સમયના વૈષ્ણવોની ધારણા શક્તિનો પણ પરિચય સારી રીતે પ્રાપ્ત થઈ રહે છે.

ત્રણ અહોરાત્રી પર્યંત લગાતારના આ અખંડિત વાર્તાલાપમાં ગોવર્ધનદાસે કૃષ્ણભટ્ટ ને વૈષ્ણવોની વાર્તાઓ જ કહેલી છે એમ ઉક્ત ઉદ્ધરણથી સ્પષ્ટ છે. આ વૈષ્ણવોની વાર્તાઓ **દૃષ્ટ** અને **શ્રુત** પ્રસંગાત્મક હોવી જોઈએ એ નિશ્ચિત છે. દૃષ્ટ પ્રસંગોમાં તે પ્રસંગોના ઉલ્લેખો થયા હોવા જોઈએ જેને ગોવર્દ્ધનદાસે સ્વયં જોયા હોય અને શ્રુત પ્રસંગોમાં ગોવર્દ્ધનદાસે આચાર્યશ્રી, શ્રીગુસાંઈજી અને તેમના અનન્ય વૈષ્ણવોના જે પ્રસંગોને પ્રત્યક્ષ અથવા પરંપરાગત રૂપે શ્રવણ કરેલા હશે તેને કહેલા હોવા જોઈએ. અતઃ આ ત્રણ અહોરાત્રીના અખંડિત વાર્તાલાપમાં ગોવર્ધનદાસે સમ્પ્રદાયમાં પ્રચલિત પ્રાયઃ સર્વ પ્રસંગોને તેના **ભાવના અનુસંધાનપૂર્વક** સંક્ષિપ્ત રૂપથી કહેલા હોવા જોઈએ.

એ સર્વ પ્રસંગોને કૃષ્ણભટ્ટે લેખબદ્ધ કર્યા હતા તેનો ઉલ્લેખ આગળ ઉપર આ રીતે પ્રાપ્ત થાય છે:

"चौथे दिवस देह की सुधि भइ तब भट्टजीने उनकों स्नान करवायो महाप्रसाद लिवायो। सो आज्ञा माँगि के अपने देशकों चले! तब **कृष्णभट्टने ए वार्तें लिखी**। सो दिनप्रति इनको पाठ करें। और कोउ भगवदी वैष्णव आवे तासों कहें।"

આ ઉદ્ધરણમાં કૃષ્ણભટ્ટ સ્વયં તે લેખબદ્ધ વાર્તાઓનો નિત્ય નિયમપૂર્વક પાઠ કરતા હતા એમ કહેલું છે. એથી તે વાર્તાઓ શ્રીમહાચાર્યચરણ, શ્રીપ્રભુચરણ અને તેમના અંતરંગીય પ્રત્યક્ષવર્તી તેમજ શ્રદ્ધેય દામોદરદાસ, ગોવર્દ્ધનદાસાદિ વિશ્વસ્ત ભગવદીયોનાં વચનામૃત રૂપે જ હોવી જોઈએ એમ સમજાય છે.

*कां. स. मं. हि. ब. संख्या २०१×१. પ્રસ્તુત ગ્રંથમાં વર્ગીકરણ અને વાર્તાની સંખ્યા રહિત ૧૨૮ પ્રસંગો પ્રાપ્ત છે તેના અંતમાં આ પ્રમાણે લખ્યું છે—

"સં ૧૭૪૬ વર્ષે શ્રાવણ સુદી ૭ શુક્રે પોથી લિખિ છે, પ્રતો ગોવિંદદાસ બ્રાહ્મણની પોથીથી લખ્યું છે"

કેમકે કૃષ્ણભટ્ટ જેવા વિદ્વાન અને મહાનુભાવ ભક્ત અન્યનાં વચનોને ન તો લેખબદ્ધ કરે તેમ ન તેનો શ્રદ્ધાપૂર્વક પાઠ પણ કરે. વળી તેઓ ભગવદીય વૈષ્ણવો આગળ પણ તે વાર્તાઓને કહેતા હતા **એથી** પણ તે વાર્તાઓ અત્યંત પ્રામાણિક અને શ્રદ્ધેય હતી એ સ્પષ્ટ થઈ રહે છે.

ઉક્ત લેખબદ્ધ વાર્તાઓને શ્રીપ્રભુચરણના ચતુર્થ મહાનુભાવ પુત્ર શ્રીગોકુલનાથજીએ પણ **નિધિની સમાન** સંગ્રહિત કરી તેના પૂર્ણ શ્રદ્ધાથી નિત્ય નિયમ પૂર્વક અનેકાનેક પાઠો પણ કર્યા હતા. તે વાતને પૂર્વ ઉદ્ધરણની આગળ ઉપરની નિમ્નાંકિત પંક્તિઓમાં આ પ્રમાણે જણાવી છે –

* " यों करते भट्टजी को सरीर थक्यो तब गोविंदभट्ट बेटा सों कह्यो बावा ! ए पोथी अरु जो घरकी सोंज सब श्रीगोकुल पठइओ । तब उपरांत गोविंदभट्ट श्रीगोकुलनाथ जूके सेवक......... × × ×

सो पाठ करत बहोत वर्ष बीते तब नेत्रबल घट्यो । तब बिचार कियो... श्रीभागवत श्रीसुबोधिनी टीका टिप्पनी सब पोथी अरु भेट वैष्णव जब चले, तब उनकों सोंपी; कही श्रीवल्लभ ( श्रीगोकुलनाथजी ) के आगे धरियो । अरु कही बापकी वस्तु बेटा पावे । वे वैष्णव चले सो श्रीगोकुल आये । श्रीगोकुलनाथजीके आगे राखी **भेट** अरु **पोथी** । पत्र श्रीमहाप्रभुने बांच्यो । तब कंठ भरि आयो । अरु कही यह निवेदन ! इतनो कही तब पोथी **श्रीहस्तसों** खोली । तब बीच छोटी चोपरी निकसी तब बांची । बांचिके आंखि सों लगाई अरु कंठ भरि आयो । सो नित **ग्रन्थ पाठ करते** । ता पाछे ओर को पाठ करते । एक **वार्ता** अरु दोई । बांधिके पेटीमें धरिके **तारो मारिके** भोजन कों पधारे ।

અહીં જે " છોટી ચોપરી "નો ઉલ્લેખ છે તેજ કૃષ્ણભટ્ટ દ્વારા લખાયલી વાર્તાઓ છે, અને તેમાંથી શ્રીગોકુલનાથજી નિત્ય નિયમ પૂર્વક એક બે વાર્તાઓ વાંચતા હતા. અને પછી તેને તાળામાં ધરીને રાખતા. આથી તેની મહત્તા સ્પષ્ટ **સમજાય** તેમ છે. આટલી સંભાળ અને શ્રદ્ધા શ્રીગોકુલનાથજી જેવા મહાનુભાવ આચાર્ય વંશજ જે પુસ્તક ઉપર રાખે તે શ્રીમહાચાર્યચરણ, શ્રીપ્રભુચરણ અને તેમના અનન્ય ભક્તોનાં વચનામૃતોથી અતિરિક્ત અન્ય માટે સંભવેજ નહિં. અતઃ વાર્તાઓ શ્રીમહાચાર્યચરણ, શ્રીપ્રભુચરણ અને તેમના અંતરંગીય પ્રત્યક્ષવર્તી શ્રદ્ધેય સેવકોના દ્વારા સ્વકાર્યોમાં જે શબ્દોમાં વ્યક્ત થઇ હતી તેનેજ અક્ષરશઃ લેખબદ્ધ કરવામાં આવી હતી એ વાતની આથી સારી રીતે પુષ્ટિ થાય છે.

શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઈજીના વિશ્વસ્ત સેવકો પ્રત્યક્ષવર્તી પ્રસંગોને શ્રીમહાપ્રભુજી આદિની સમક્ષ પણ નિવેદન કરતા તેની પુષ્ટિ વાર્તાઓનાજ અનેક વચનોથી થાય છે.×

અત્રે "છોટીચોપરી" શબ્દો પણ દ્રષ્ટવ્ય છે. અહિ જે "છોટીચોપરી" કહેવામાં આવી છે તે પૂર્વો લ્લિખિત શ્રીમદ્ભાગવત, શ્રીસુબોધિની, ટીકા ટિપ્પણી, ઇત્યાદિ ગ્રન્થોની દૃષ્ટિએ લખાયલી છે. અર્થાત શ્રીમદ્ભાગવતાદિ બૃહદ્ગ્રન્થોની અપેક્ષાએ આ પુસ્તક નાનું હતું, તથાપિ તે ત્રણ અહોરાત્રો પર્યંતના અખંડિત વાર્તાલાપ રૂપ હોઇ તેમાં સેંકડો પ્રસંગોનો સમાવેશ થયેલો હોય એ **સમજી** શકાય તેમ છે. આ ગ્રન્થને **આધારેજ** શ્રીગોકુલનાથજી એ ૮૪ આદિ વૈષ્ણવોનું વિભાજન કરી તેની વાર્તાઓને કહેલી છે. **એ** આગળ ઉપર પ્રમાણો દ્વારા સ્પષ્ટ થશે. અતઃ તેમાં સેંકડો વૈષ્ણવો ના પ્રસંગો હશે એ નિશ્ચિત **સમજાય** તેમ છે. હાં ! તેમાં જે વાર્તાઓનું નિરૂપણ **થયેલું** હશે તે ૮૪ આદિ આજ પ્રાપ્ત **થતી** અનેક પ્રસંગાત્મક બૃહદ્ વાર્તાઓના રૂપવાળી **નહીંજ** હોય. **સમ્પ્રદાયમાં** પ્રાપ્ત થતો પ્રસંગાત્મક વાર્તાઓની અનેક પ્રતો આ વાતની **સાક્ષી** રૂપ છે.÷

ઉક્ત **ઉદ્ધરણમાં** કહેલી વાર્તાઓ સંપ્રદાયની ભાવનાઓથી યુક્ત હતી તેની પુષ્ટિ જેમ તેને શ્રવણ કરીને કૃષ્ણભટ્ટાદિના દેહાનુસંધાન રહિત થવાના ઉલ્લેખથી થાય છે તેમ તેનાથી શ્રીગોકુલેશનું પણ હૃદય ભરી

* આ પંક્તિઓનું સમસ્ત ઉદ્ધરણ કાંકરોલીથી નિકળતા "દિવ્યાદર્શ" માં પૂર્વે પ્રકાશિત કરવામાં આવ્યું છે. એથી અહીં આવશ્યક પંક્તિઓજ આપવામાં આવી છે.

× જુઓ **શ્રીમહાપ્રભુજીના** ૮૪ વૈષ્ણવોમાંના જીવનદાસની વાર્તાના વરસાદ ને રોકવાનો પ્રસંગ. એ પ્રમાણે ૮૪ વૈષ્ણવોમાંના કન્હૈયાશાલની વાર્તામાં શ્રીગુસાંઈજી પ્રતિ તેમને સ્વયં દ્વારકા જવા આવવાનું કહેલું વર્ણન ઈત્યાદિ.

÷ જુઓ કાંકરોલી સરસ્વતિ ભંડારની ૧૭૪૧ની પ્રતિ ( હિ. બ. સં. ૧૦૧×૧ ) તથા છગનભાઈ બાદરપુરવાળા પાસેના સં. ૧૮૦૪ની લખેલી તથા અન્ય પણ અનેક પ્રસંગાત્મક વાર્તાઓની:પ્રાચીન પ્રતિઓ.

આવતું અને આપ તેને સર્વથી ગોપ્ય રાખતા એ પ્રકારના ઉલ્લેખોથી પણ અર્થ રહે છે. શ્રીગોકુલેશ પોતાના પ્રિય પુત્રોથી પણ તેને ગોપ્ય રાખતા એની સ્પષ્ટોક્તિ પૂર્વ ઉદ્ધરણની આગળ ઉપરની નિમ્નાંકિત પંક્તિઓમાં છે.

"यों करते बहुत वरस बीते । तब नेत्रको प्रकार भयो । तब श्रीरायजु (आपके पुत्र श्री विट्ठलेशरायजी) सों कही जो पोथी पेटी मे है सो लावो ॥ तब श्रीरायजुने पेटी खोलि के पोथी हाथ में दीनी, ले कर नेत्र सों लगाई । फेरि रायजु कों दीनी रायजुने पेटी में धरी सो नित्य यों करे ।

सो एक दिवस रायजुने देखी सो नीको लागी तब इनके प्रिय श्रीगोपालजु हते, सो बात रायजुने कही हमारे वैष्णवन की बात है । तब गोपालजीने कही जो देखिए तब इन नांही कहो । वह देखी न जाय, अम्माजी बहुत जतन करी राखत है । तारे में है । ओर सो पास मांगत है तब आनिदेत हु । फिरि कहत हैं जो धरी तब कहु जो हांजु. तब भोजनकों पांउ धारत है । तब फिरि गोपालजुने कही तुम एक बात करो । जब ऊनकों देत हो तब तुमकों वे फिरि देत है तब इतनी करो जो औेर में धरि के पेटीको तारा दीजो । अरु वे पूछे तारो दीयो तब कहि जो दीयो । तब कही जो भले । फिरि जब दूसरे दिन श्रीगोकुलनाथजी मांगी तब रायजूने आय दीनी । तब श्रीजु नेत्रसों लगाय के फेरि दीनी । तब रायजु और में धरि पाछे भोजनकों पधारे । श्रीजु तो भोजन करिके पोढे । पाछे श्रीरायजु तो गोपालजु के घर पधारे । तब पोथी गोपालजुकों दीनी । तब पोथी बांचिबांचिके गद्गद् कंठ भए । पाछे नारायणदास लिखककों बुलायो । तब पोथी लिखवाई । सो उननें दो प्रति कीनी । एक उनको दीनी दूसरी लिखक पास रही । सो गोपालजु रायजुने जानि नांही । सनेहनी के आगे कहे । सो वाके एक और सनेही रहे सो वाने उनकों कही । तब उन कह्यो यह सिखाय देहु । तब उननें लिख दीनी । एसे पांच सात प्रत भई । तब एक प्रति धनजीभाई चोपराके तिन देखी । तब श्रीजुके आगे बात करी । तब श्रीजु चौंक खोज कियो । वे सब बुलाए । परस्पर पूछे । पाछे जानी जो रायजु के काम है । तब कह्यो गोप्य वस्तु प्रगट भई भगवत इच्छा मानी ।"

આ કથનથી વાર્તાની ગોપ્યતા વાળું પૂર્વ કથન સ્પષ્ટ થઈ જાય છે. સમ્પ્રદાયમાં ગોપ્ય કેવળ રહસ્યભાવનાઓ જ હોય છે. અતઃ આ વાર્તાઓ રહસ્ય-લીલાની ભાવનાઓ વાળી હતી એ નિશ્ચિત થાય છે. શ્રીમહાચાર્ય ચરણ અને શ્રીવિઠ્ઠલેશ નિજસેવકોમાં વૈષ્ણવોનાં લીલાસ્થસ્વરૂપો ને તેની રહસ્યભાવના યુક્ત નિરૂપણ કરતા અતઃ તે વચનામૃતોના જ સંગ્રહવાળી આ વાર્તાઓ હતી. શ્રીમહાચાર્યચરણે અને શ્રીવિઠ્ઠલેશે સ્વસેવકોની સમક્ષ કેટલાક વૈષ્ણવોના પૂર્વ જન્મો અને તેની લીલા આદિનાં સ્વરૂપોને આ પ્રકારે વ્યક્ત કર્યાં છે—

૧ ગોવિંદદાસ ભલ્લા—( ૮૪ વાર્તા ) यह गोविंददास पहेले जनममें श्रीनंदरायजी के वहां को भैंसा है । तब याने माटी पानी वहोत ढोयो है । *

૨ રાજાભીમ—( ૨૫૨ વાર્તા ) "तब श्रीगुसांईजीने सब वैष्णवनकों बाहरि किए । ता पाछे वा राजा भीमको तथा राणीकों पूर्वजन्मकी सब बात कही । जो पूर्व जन्ममें तुम कुणबी हते, सो खेती करत हुते । और यह तुम्हारी स्त्री ........."

કૃષ્ણભટ્ટ દ્વારા લખાવલી વાર્તાઓમાં શ્રીમહાચાર્યચરણના મુખ્ય મુખ્ય અને પ્રસિધ્ધ પ્રસિધ્ધ પ્રાયઃ બધાય સેવકોના પ્રસંગો તો સંક્ષિપ્ત રૂપમાં નિશ્ચિત હશે જ કેમકે તેનો પ્રચાર શ્રીમહાચાર્યચરણના સમયમાં જ સારી રીતે થઈ ચૂક્યો હતો અને શ્રી વિઠ્ઠલેશ દ્વારા પણ તે પુષ્ટ થયેલા હતા. અતઃ તે સર્વે તો અવશ્ય લેખબદ્ધ થયા હોવા જ જોઈએ કિન્તુ તે ઉપરાંત શ્રી પ્રભુચરણના પણ કેટલાય સેવકોના પ્રસંગો પણ તેમાં લખેલા હોવા જોઈએ. કેમકે શ્રી પ્રભુચરણના સમયમાં તેમના મુખ્ય મુખ્ય અને પ્રસિદ્ધ પ્રસિદ્ધ અનેક સેવકોના ચરિત્રો પણ પ્રચલિત થઈ ચુક્યાં હતાં. એની પુષ્ટિ રાજા જોતસિંહની વાર્તા આદિથી આ પ્રકારે થાય છે—

"पाछे वा राजा जोतसिंह महाप्रसाद ले, तब कथा वार्ता में श्रीआचार्यजी के तथा गुसांईजी के सेवकन की वार्ता सो पुरोहित वैष्णव सों पूछते । सो वे प्रोहित वैष्णव कहते ।"—૨૫૨ વાર્તા કા.સ. મં વન્ધ ૧૧૦×૧

* १६९७ की वार्ताके आधार से ।

૨૫૨ વાર્તાઓમાં આવેલી "હતિત પતિત" ની વાર્તાની પુષ્ટિ શ્રીગુસાંઇજીનાજ સેવક ગોપાલદાસ તથા નંદદાસજીના આ કથનોથી થાય છે—

૧ "**હતિત પતિતનું** જુઓ તમે પ્રકટ એધાન!"—શ્રી વલ્લભાખ્યાન.

૨ "**विश्वविदित** वीनी गति **अंतन** क्यों न जगत उद्धरो "—**नंददास**

તદતિરિક્ત શ્રી ગુસાંઇજીના સેવક સગુણદાસ, ભગવાનદાસ, માધવદાસ આદિનાં પદોમાં પણ તેના ઉલ્લેખો છે. ૨૫૨ વાર્તાના 'ખંડન' બ્રાહ્મણના નામની પુષ્ટિ પણ સગુણદાસાદિના પદોના "खंडन बसन समीप" ઇત્યાદિ કથનથી થઇ રહે છે. અતઃ એ નિશ્ચિતજ છે કે શ્રી ગુસાંઇજીના સેવકોની વાર્તાઓ શ્રી ગુસાંઇજીના સમયમાં જ સારી રીતે પ્રચલિત થઇ ચૂકી હતી. એનાં અન્ય પ્રમાણો આગળ ઉપર ઉધ્ધૃત કરવામાં આવ્યાં છે. અતએવ કૃષ્ણભટ્ટ દ્વારા લખાયલી વાર્તાઓમાં પણ તેમાંની કેટલીય વાર્તાઓનો સંગ્રહ થયેલો હોવો જોઇએ.

હાં! "कोटा चोपर्ग" શબ્દથી એ અનુમાન થઇ શકે છે કે તે વાર્તાઓ આજના જેવી બૃહદ્ વિસ્તારવાળી નહીંજ હોય કિન્તુ સૂત્રાત્મકરૂપમાં કેવળ ભાવ ના પ્રતિપાદનાર્થે એક બે પ્રસંગો વાળી હોવી જોઇએ. એનો વિસ્તાર શ્રી ગોકુલનાથજીએ પોતાની કથામાં કરેલો છે અને તે વિસ્તારવાળાં રૂપો આજ "૮૪, ૨૫૨ વૈષ્ણવોની વાર્તાઓ"ના નામોથી પ્રાપ્ત છે--અસ્તુ.

શ્રીગુસાંઇજીના સમયની સૂત્રાત્મક વાર્તાઓ સમ્પ્રદાયમાં સંગ્રહાત્મક "વાર્તા-પ્રસંગો"ના રૂપથી સર્વત્ર પ્રાપ્ત છે. તેના જ્ઞાનાર્થે અત્ર તેમાંના એક બે ઉદ્ધરણોને આપવામાં આવે છે—

पूर्णमल्ल जेवल अंबाले कोक्षत्री। वाकी गांठि द्रव्य बहुत हतो। ताकुं श्रीनाथजू कि आज्ञा भई। जो मेरो मंदिर संवरावो। तब पूरणमल जेवलने श्री आचार्यजी सों पूछो, महाराज। मोकुं एसी आज्ञा भइ है। जो मेरो मंदिर संवरावो। तब नाम पायो पाछे मंदिर उठावन लाग्यो। तब द्रव्य हुतो सो सब नींव में लग्यो। पाछे परब चाकरी करन गए। पाछे उहां राजसी लोगने श्रीआचार्यजु सों पुछी। जो राज आज्ञा देहु तो मंदिर हम सँवरावें। पाछे श्रीआचार्यजी ने श्रीनाथजी सों पुछी। तब श्रीनाथजु ने आज्ञा दीनी जो पूरणमल्ल आयके समरावेगो। तो कितेक दिन पाछें बहोत द्रव्य कमाय ल्याये। तब निज मंदिर सिद्ध कियो। तामें श्रीनाथजु बैठे। ताकों प्रतिवर्ष गदर प्रसादी पठावते। एसे कृपापात्र हुते।

१ श्री आचार्यजी के ससुर के घरते श्रीनाथजी पधारे। श्री अक्काजी के साथ [illegible] पधारे सो प्रथम सेवा श्रीनाथजु की श्री आचार्यजु करते सो श्री गुसांईजी ने करी। सो श्री गोकुलनाथजु माथे सेवा श्री नाथजु "**बिराजत है**"। बात **अनिर्वचनिय है**। *

અતઃ એ નિશ્ચિત થાય છે કે કૃષ્ણભટ્ટ દ્વારા લખાયલી વાર્તાઓમાં અનેકાનેક વૈષ્ણવોનાં નામો અને તેમના શરણ આદિના પ્રસંગોનો સંક્ષિપ્તરૂપથી સંગ્રહ થયેલો હોવો જોઇએ. અને એના આધારે જ શ્રીગોકુલનાથજીએ આચાર્યશ્રીના ૮૪ અને શ્રીવિઠ્ઠલેશના ૨૫૨ સેવકોનાં નામોને નિશ્ચિત કરી તેમની વાર્તાઓને વિસ્તૃત પ્રકારથી કહેલી છે. તેની આંતર લીલાત્મક રહસ્ય ભાવનાઓને શ્રીગોકુલનાથજીએ ગુપ્ત રાખી હોવી જોઇએ એ પણ પૂર્વ ઉદ્ધરણોથી સમજી શકાય તેમ છે. પરંતુ પાછળથી જ્યારે તે ભાવનાઓ અનાયાસ પ્રકટ થઇ ગઇ ત્યારે શ્રીહરિરાયજીએ તેને વિસ્તાર પૂર્વક પ્રકાશિત કરી. આનું વિશેષ વિવેચન આગળ ઉપર કરવામાં આવશે અસ્તુ.

૪ **વૃદ્ધિ**—કૃષ્ણભટ્ટ દ્વારા લખાયલી વાર્તાઓમાં શ્રીગોકુલનાથજી એ વૃદ્ધિ કરી છે. કેમકે તેમને નાનપણથીજ પિતૃચરણના સેવકો નો સહવાસ વિશેષ રૂપથી પ્રાપ્ત હતો. એથી તેઓ ભક્તોના ચરિત્રોમાં વિશેષ મમત્વ વાળા હતા. આપશ્રી કુંભનદાસ, ચત્રુભુજદાસ સૂરદાસ અને ગોવિંદસ્વામી પ્રભૃતિ આચાર્ય સેવકો અને

* આ બન્ને ઉદ્ધરણો વિ. સં. ૧૭૪૯ ના શ્રાવણ સુદિ ૭ શુક્રવારે લખેલી પ્રસંગાત્મક વાર્તાઓમાંથી આપવામાં આવ્યા છે, આ વાર્તાઓ જે પુસ્તક ઉપરથી લખવામાં આવી હતી તે "ગોવિંદદાસ બ્રાહ્મણ" ની પોથી હતી. એ પુસ્તક શ્રી ગુસાંઇજી અને શ્રી ગોકુલનાથજીના સમયની હતી એની પુષ્ટિ "बिराजतहैं" એ વર્તમાન ક્રિયાથીથઇ રહે છે.

શ્રીવિઠ્ઠલેશના સેવકોના સંગમાં નિરંતર રહેતા હતા એ વાર્તા આદિથી પ્રસિદ્ધ છે.* આપે શ્રીવિઠ્ઠલેશના તિરોધાન પશ્ચાત આચાર્યશ્રીના અનન્ય ૮૪માં ના એક વિષ્ણુદાસ છીપા અને શ્રીવિઠ્ઠલેશના ૨૫૨ માં ના માણેકચંદ તેમજ રાજા આશકરણ આદિની યાવજ્જીવન સંભાળ રાખી હતી. એથી પણ આપનું પિતા, પિતામહના વૈષ્ણવો પ્રતિનું મમત્વ સ્પષ્ટ થઈ રહે છે. અતઃઆપે પિતા અને પિતામહના આદર્શ તમામ સેવકોના ચરિત્રોને જાણી પૂર્વોક્ત પ્રસંગાત્મક વાર્તાઓમાં વિશેષ રૂપથી વૃદ્ધિ કરી હતી. તદતિરિક્ત આપે અન્ય પણ સમ્પ્રદાયના મર્મો અને ઇતિહાસ આદિને સ્પષ્ટ કરતા કેટલાય પ્રસંગોને સૂતાં બેસતાં આદિ સમયે સ્વસેવકોને કહ્યા હતા. **આપને વાર્તા કરવાનું વ્યસન હતું.** એથી આપ નિત્યપ્રતિ હાસ્યાદિ સમયે પણ નાના નાના કિન્તુ માર્મિક પ્રસંગોને સેવકો સન્મુખ કહેતા. આ બધા પ્રસંગો અને વાર્તાઓને આપના વિશ્વસ્ત અને વિદ્વાન સેવકો તેજ સમય અક્ષરશઃ લખી લેતા એથી આજ સમ્પ્રદાયમાં શ્રીગોકુલનાથજીના નામથી, અનેક હાસ્યપ્રસંગો, સ્ફૂટ વચનામૃતો, અને "શ્રાવર વાક્યામૃતરસરત્ન કોષ" આદિ 'લગભગ એક લાખ વચનામૃતોના સંગ્રહને સ્પષ્ટ કરનારા ગ્રન્થો પ્રાપ્ત છે. પ્રસિદ્ધ ૮૪, ૨૫૨ આદિ વાર્તાઓ પણ તેમાંના જ ભિન્ન ભિન્ન વિભાગો છે.

શ્રીગોકુલેશના ઉક્ત તમામ વચનામૃતોમાં સમ્પ્રદાયનાં સિદ્ધાંત, ભાવના, અને ઐતિહ્ય તત્ત્વોનો સરળ રૂપથી સમાવેશ થયેલો છે. આપના કેટલાક વચનામૃતો તો સંવત, માસ, મિતિ, દિવસ અને સમયની સાથે તત્કાલીન ઉપસ્થિત મુખ્ય મુખ્ય સેવકોના તેમજ સ્થાનાદિના પણ પરિચય સહિત લખાયલાં પ્રાપ્ત થઇ રહે છે. આથી ત વિદ્વાન લેખકોના ઐતિહાસિક જ્ઞાનનો પણ પરિચય મળી રહે છે. આમ શ્રીગોકુલેશે વાર્તાઓની શ્રીવૃદ્ધિ કરી છે.

શ્રી ગોકુલેશના કથનનો તત્કાલીન વિદ્વાન સેવકો કેવી સાવચેતીથી અક્ષરશઃ સંગ્રહ કરતા હતા તેના જ્ઞાન અર્થે તેમાંના એક બે પ્રસંગોને તે સંગ્રહિત વચનામૃતોમાંથી અત્રે અક્ષરશઃ ઉધ્ધૃત કરવામાં આવે છે—

१ "एक समे श्री महाप्रभुजी (अर्थात् श्री गोकुलनाथजी) ए मद्र कल्याणने ए प्रसंगे कह्यु,...एहवो भाव जाणीने। ए प्रसंग संवत १६९६ ना पौष वदि ६ ना रात्रे लख्युं। घडी ६ जातें।" २३३

२ "तहां श्री गोकुलेश गुजरात पधार्या हता सो "गोधरा" गाम में। ता समें तकियान के उपर विराजता हता तहां "आलीभाई" महावेदीयाने प्रश्न करय। जे महाराज! आचार क्रिया घणी राखे छे...।

३ एक समे श्रीजी **"जलघडा"**मां विराजता हता। तहां **नथुभाइये** प्रश्न कर्यु जे महाराज। जो जीव वगर समर्प्यो खाय छे तेनो दोष केटलोक हशे। तिहां ए प्रश्न श्रीमहाप्रभुजी आगळ पुछ्यु।...२२३

[ઉક્ત વચનામૃતોના પ્રસંગોના સંગ્રહની જે પ્રતિ મને પ્રાપ્ત થઇ છે તેની ભાષા ગુજરાતી છે છતાં તેની લીપી નાગરી છે એથી સમજાય છે કે લીપીકાર કોઇ વ્રજવાસી હોવો જોઇએ અને તેનો સંગ્રહ કર્તા કોઇ ગુજરાતી, અતએવ તેમાં ગુજરાતી ભાષા છે છતાં વ્રજભાષાના કેટલાક શબ્દો જ્યાં ત્યાં ભળી ગયેલા જોવામાં આવે છે. અને કેટલેક સ્થળે ભાષા પણ મિશ્રિત અને અશુદ્ધ થયેલી દેખાય છે].

૮૪, ૨૫૨ વાર્તાઓમાંની પણ કેટલીક વાર્તાઓ છુટાછવાયા પ્રસંગો રૂપથી તેમાં પ્રાપ્ત છે. જેમ કે નાગજીભાઇની, ગુલાબના ફૂલવાળી, ઇત્યાદી. તેમાં નંદદાસ તુલસીદાસના સંબંધને સ્પષ્ટ કરનારું પણ એક વચનામૃત આ પ્રમાણે પ્રાપ્ત થાય છે—

एकवार श्रीमुखे वार्ताना प्रसंगे आज्ञा करी जो---तुलसीदास मर्यादा मार्गीय हुते पर टेक कैसी हती ते उपर दोहा कह्यो—

दोहा। बने तो रघुवर ते बने बिगरे तो भरपूर।
तुलसी औरन ते बने ना बनिबे मे धूर।

जीवको सर्वथा एसी अनन्यता चाहिए। सो तुलसीदास श्रीगोकुल आए हते। सो ता दिन रघुनाथजी महाराजको विवाह हतो। सो ठोर ठोर आनन्द होय रह्यो हतो। तब तुलसीदासने पूछी जो कहा है? ठौर ठौर आनन्द दीसत हे

* જુઓ કાંકરોલીથી પ્રકાશિત થયેલ અષ્ટછાપની વાર્તાઓ.

तब कोइ ब्रजवासीने कह्यो जो जाने नाँही जो रघुनाथजीको विवाह है। तब तुलसीदासने कही जो कौनसों विवाह है। श्रीरघुनाथजीको। तब ब्रजवासीने कही श्रीजानकीजीसों विवाह है। सो तुलसीदास श्रीरघुनाथजी और श्रीजानकीजीको नाम सुनत ही बिह्वल है गये। कह्यो श्रीरघुनाथ और जानकी कहां। तब काहू ब्रजवासीने गुसांइजीको घर बतायो। सो उहां चले आए। तब श्री गुसांइजीने श्रीरघुनाथजी सों कह्यो, देखियो जो तुलसीदास आवत है। तिनको अनन्य व्रत न जाय। श्री रघुनाथजीने तुलसीदासकों श्रीरामरूपसों दर्शन दिए। तब दर्शन होत मात्र तुलसीदासने दंडवत् किए। ता समे श्री रघुनाथजी बरस पंद्रह के हते। सो पचीस वर्षकी बात श्री रघुनाथजीने तुलसीदास सों कही। जो फलाने दिन अयुध्यामें तेने हमकों सामग्री समर्पि हती। सो तोकों कहत है। तब तुलसीदास बिस्मै होइ गए। कह्यो जो मैं जाको परम तत्त्व जानित हो सो तो श्रीगुसांईजीके घर सहज ही दर्शन देत हैं। तब एक बधाइ करि के गाई— "बरनो अवधि श्री गोकुलगाम।

बरनों अवधि श्रीगोकुल गाम।
उत बिराजत जानकी वर इत्तहिं स्यामा स्याम। १
उहां सरजू बहत अद्भुत इहां जमुना नीर।
हरत कलिमल दोउ मूरत सकल जनकी पीर। २
मनि जटित सिर कीट राजत संग लछमन बाल।
मोर मुकुट अरु बेन कर इहां निकट हलधर ग्वाल। ३
उहां केवट सखा तारे बिहसि के रघुनाथ।
इहां नृप जदुनाथ तार्यौ कूप गहि निज हाथ। ४
उहां सिवरी स्वर्ग दीनौ सील सागर राम।
इहां कुबिजा ल्याय चंदन किये पूरन काम। ५
भक्त हित श्रीरामकृष्ण सु धर्यो नर अवतार।
दास तुलसी दोउ आसा कोउ उतारो पार। ६

सो नंददासजी अष्टकाव्य वारे सो तुलसीदासजी के छोटे भाई। तुलसीदासजी बडे भाइ। सो नंददासजी जब श्रीगुसांईजी के सेवक भए तब तुलसीदासने कह्यो भाई तेने विभिचार कियो। तब नंददासजीने कह्यो बिभिचार तो कियो परंतु सुख बहुत पायो। २२०"

આ વચનામૃતથી જ્યાં હિન્દી સાહિત્યક્ષેત્રમાં નંદદાસ અને તુલસીદાસ વચ્ચે રહેલો ભાઈભાઈનો ચર્ચાસ્પદ વિષય નિશ્ચિત થઈ જાય છે ત્યાં વાર્તાની પ્રામાણિકતા પણ સ્પષ્ટ થઈ રહે છે. શ્રીગોકુલનાથજીના શ્રીમુખથી કહેવામાં આવેલી નંદદાસ અને તુલસીદાસના ભાઈભાઈના સંબંધની સ્પષ્ટોક્તિ સ્વતઃ પ્રમાણિત છે. કેમકે જ્યાં શ્રીગોકુલનાથજીની ઉપસ્થિતિ વિ. સં. ૧૬૦૮ થી વિ. સ. ૧૬૯૭ પર્યંતની પ્રાપ્ત થતી હોવાથી તેમની ઉભય બંધુત્વની સમકાલીનતા સ્પષ્ટ જ છે ત્યાં નંદદાસજી સાથેનો પણ તેમનો ઘનિષ્ટ સંબંધ દૃષ્ટવ્ય છે. *

ઉક્ત વચનામૃતોના પ્રસંગોથી જ્યાં તેના સંગ્રાહકોનો સમય, સ્થાન આદિના ચોકકસ ઉલ્લેખો દ્વારા વિશ્વસ્તતા સિદ્ધ થાય છે. ત્યાં શ્રીગોકુલનાથજીના સમયમાં અકબરનામા જહાંગીરનામા ની સમાન તેમનાં

---

*શ્રીગોકુલનાથજીના ઉક્ત પ્રસંગને પુષ્ટ કરનાર તુલસીદાસજીનું એક વિશેષ સ્પષ્ટપદ કીર્તનીયા છગનભાઈ બાદર-પુરવાળાના વધાઈનાં કીર્તનોની પ્રાચીન પોથીમાંથી આ રીતનું ઉપલબ્ધ થયું છેઃ

**શ્રીરઘુનાથ રામ અવતાર!**
**જાનકી જીવન સબ જગ વંદન ખલમદ હરન ઉતારન ભાર ૧**
**શ્રી ગોકુલમેં સદા બિરાજો બચન પીયુષ કામ નિરવાર**
**"તુલસીદાસ" પ્રભુ અનુપબાન ધરો ચરનન હેતુ સીસ તબ ડાર ૨**

વચનામૃતોના તત્કાલીન નોંધની લેખનશૈલીનું પણ જ્ઞાન પ્રાપ્ત થઇ રહે છે, અર્થાત્ જેમ જહાંગીરના સમયમાં ઐતિહાસિક ઘટનાઓની નોંધ તેની પાસેના માણસો કરતા હતા તેમ શ્રીગોકુલનાથજીની **દિનચર્યાની સાથે** તેમનાં **વચનામૃતો** નો પણ સંગ્રહ પાસેના સેવકો તરત કરી લેતા હતા. એથી જ સમ્પ્રદાયમાં શ્રીગોકુલનાથજીનું દિનચર્યાની સાથે તેમનું કહેલું ઘણું ભાષા સાહિત્ય પણ આજ ઉપલબ્ધ થાય છે.

પૂર્વોક્ત પ્રકારે શ્રીમદ્ વલ્લભાચાર્યજી, શ્રીવિઠ્ઠલનાથજી અને શ્રીગોકુલનાથજી દ્વારા વૈષ્ણવોની વાર્તાઓનું ક્રમશઃ વિસ્તૃત નિર્માણ થયેલું નિશ્ચિત થાય છે, આ બધી વાર્તાઓ પ્રસંગાત્મક રૂપવાળી હતી.

ઉક્ત પ્રસંગાત્મક રૂપવાળી વાર્તાઓમાંની એક વાર્તા અત્રે ઉધ્ધૃત કરવામાં આવે છે—

"श्रीआचार्यजी महाप्रभुन के सेवकन की वार्ता लिखी है ॥ ॥ श्री ॥ श्री ॥ दामोदरदास हरसानीजी ॥ तासों महाप्रभु दमला कहते। अरु कह्यो जो यह मार्ग तेरे काज प्रगट कीनो है। श्रीआचार्यजु एसे वासों कहेते। अरु श्री भागवत अहर्निश देखते वासों कथा कहते। अरु दामोदरदास सों कहेते बडीवार भई है श्री ठाकुरजी की वार्ता नांहि करी। सो करीए।

बहोरीं श्रीआचार्यजु कों श्रीठाकुरजी ने श्री गोकुलमें ब्रह्मसंबंध कराइवेकी आज्ञा दीनी। श्रावण सुदी ११ एकादशी अरध निसा समे। तब दामोदरदास नेक दूरि सोवत हुते। श्रीठाकुरजी सों पुछ्यो जो तें कछु सून्यो। तब दामोदरदास ने कह्यो जो मैं ठाकुरजी के वचन सूने परि समुझे नांहि। तब श्रीआचार्यजु ने कह्यो जो मोंकु श्रीठाकुरजी ने आज्ञा दीनी है जो तुम जीवन को ब्रह्मसंबंध करो। हमारो सम्बन्ध कराओ। तब श्रीआचार्यजी कही, जो तुम गुननिधान, जीव दोष निधान, ए क्यों मनुष्य होय। तब श्रीठाकुरजि कही तुम ब्रह्मसम्बन्ध करावो। हों तिनको अंगीकार करूंगो। तिनके सकल दोष निवृत्त होइंगे। सो श्रीआचार्यजी ने भक्ति सिद्धांत–सिद्धांत रहस्य–ग्रन्थ में लिख्यो है। "सर्व दोष निवृत्ति हि दोषा पंचविधा : स्मृता!"

बहोरीं श्रीआचार्यजुने श्रीठाकुरजी–पास मांग्यो जो मेरे आगे दामोदरदास की देह न छूटे। अरु दामोदरदास तें कछु गोप्य न राख्यो ॥ वार्ता ॥ *

ઉક્ત ઉદ્ધરણ શ્રીગુસાંઇજીના સમયની વાર્તાના રૂપને સ્પષ્ટ કરે છે. તે સમયે વાર્તાનું સૂત્રાત્મક રૂપ આ હતું. એનો વિસ્તાર શ્રીગોકુલનાથજીએ કર્યો. જેમકે—

"और श्रीआचार्यजीने श्रीठाकुरजी पास तीन वार यह मांग्यो जो—मेरे आगे दामोदरदास की देह न छूटे। ताको यह हेतु है जो आप काशीजी मधुराजु सन्यास ग्रहण करिवे का विचार मनमें किए। ता समें श्रीगोपीनाथजी–तथा श्रीगुसांइजी दोऊभाइ बालक हते।" ऊ

આ ઉદ્ધરણથી સમજી શકાય છે કે શ્રી ગોકુલનાથજીએ સૂત્રાત્મક વાર્તાઓના શબ્દોને જેમના તેમ રાખી આવશ્યક સ્થાને **વિશેષ જ્ઞાનાર્થે** પ્રસંગોનું **વિશદીકરણ** પણ કર્યું છે. અતઃ શ્રીગોકુલનાથજીની સંખ્યાત્મક વાર્તાઓનું રૂપ પૂર્વ વાર્તાઓની અપેક્ષા બૃહદ્ રૂપથી પ્રાપ્ત થાય છે.

ઉક્ત દામોદરદાસની સૂત્રાત્મક વાર્તાને શ્રી ગોકુલનાથજીએ તેમાં રહેલાં મહત્ત્વપૂર્ણ સૂત્રોને પૃથક્ પૃથક્ રૂપથી સમજાવી તેજ વાર્તાને નવ દસ પ્રસંગોથી ઉપસ્થિત કરી છે. આમ પ્રત્યેક વાર્તાના રૂપનો શ્રીગોકુલનાથજીએ વિસ્તાર કર્યો છે. એથી પણ વાર્તા–સાહિત્યની અભિવૃદ્ધિ થઈ છે.

**૫ વાર્તાનાં વિવિધ રૂપો**—પૂર્વોક્ત આચાર્ય શ્રી અને પ્રભુચરણના સમયમાં પ્રચલિત પ્રસંગાત્મક વાર્તાઓને શ્રી ગોકુલનાથજીએ જેમ સ્ફુટ વચનામૃત રૂપથી પ્રકટ કરી છે તેમ સંખ્યાત્મક રૂપમાં પણ ઉપસ્થિત કરી છે. અને તેજ આજ પ્રાપ્ત થતી ૮૪, ૨૫૨ નામવાળી સંખ્યાત્મક વાર્તાઓ છે. એમણે સમગ્ર સંગ્રહિત વાર્તા પ્રસંગોને અવલોકી તેમાંથી આચાર્યશ્રીના મુખ્ય મુખ્ય અને મહત્ત્વ પૂર્ણ આદર્શ ચરિત્રોવાળા સેવકોનાં નામોને પ્રથમ લેખબદ્ધ કર્યાં છે. જેમકે—

---

* કૃષ્ણભટ્ટના પૂર્વ હસ્તલેખવાળી પ્રતિમાંથી

ऊ ૧૬૯૭ ની વાર્તામાંથી.

श्री विठ्ठलमहं वंदे स्वकीयजन वल्लभं । चतुरशीति भक्तानां व्यक्तिकुर्वे यथार्थतः । १ ।
दामोदरकृष्णदासौ पुनः दामोदरस्तथा । पद्मनाभश्च तुलसी पार्वती–रघुनाथकः । २ ।
रजो पुरुषोत्तमो रुक्मिणि गोपालदासकः । सारस्वतो रामदासो गदाधर महांस्तथा । ३ ।
वेणी माधवदासौ च अम्मा क्षत्राणी वैष्णवी । हरिवंशश्चगोविंदो क्षत्री गजनधावनः । ४ ।
नारायणो ब्रह्मचारी क्षत्राणी जीयदासकः । देवा कपूर क्षत्री च दिनकरः पुरुषोत्तमः । ५ ।
मुकुन्दः प्रभुदासश्च प्रभु त्रिपुरदासकौ । पूर्णमल्लो यादवेंद्रः काश्मीरो माधवस्तथा । ६ ।
गुसांईदास गोपालो श्रीपद्मारावल स्तथा । जोषी पुरुषोत्तमो ज्ञेयो जगन्नाथो समन्वयः । ७ ।
नरहरि राणा व्यासः क्षत्राणी रामदासकौ । गोपालो कृष्णदासश्च प्रोहितो रामदासकः । ८ ।
तुलामिश्ररामानंदौ विष्णुर्जीवनदासकौ । सारस्वतौ भगवान, भगवान् मुख्य सेवकः । ९ ।
गौडो अच्युतदासश्च अच्युतश्चकतीर्थक । कन्हैयाशालक्षत्री च नरहरीदासकस्तथा । १० ।
लघु पुरुषोत्तमो गोपालदास जनार्दनौ । कविराजो गडुस्वामी उत्तमश्लोकदासकः । ११ ।
ईश्वरोत्तम श्लोकाख्यो राजा माधवको तथा । सिंहनदे सासु वहु परमानंदसूरकौ । १२ ।
बाबा वेणु कृष्णदास छकडा वासुदेवकः एक- क्षत्राणी आनंद दासो विश्वंभर स्तथा । १३ ।
ब्राह्मणी अथ कायस्थ नारायण स्त्रियस्तथा । अन्य मार्गीय कायस्थ दासो दामोदरस्तथा । १४ ।
सिंहनंदे च क्षत्राणि जगतानंदक स्तथा । इन्द्रप्रस्थे चैकक्षत्रा जटा गोपालदासकः । १५ ।
कृष्णदासः कुंभनश्च वाडवो वादरायणः । वैष्णवो संतदासश्च सुंदरदास मावजी । १६ ।
नरहरिदास सन्यासी पांडे सहु भवानिका । श्रीमदाचार्य भक्तानां नामानि बहवस्तथा । १७ ।
तथापि स्वात्मपाठार्थं लिखितानितिक्रमयतां । वार्तायां परिशोध्यानि सर्वदा वैष्णवैर्जनैः । १८ ।

इति श्रीमद्वल्लभाचार्य भक्तानां श्रीमद्गोकुलनाथजी कृत नामावली---सम्पूर्ण ।*

આ શ્રીગોકુલનાથજી રચિત ૮૪ વૈષ્ણવોની નામાવલીથી એ સમજી શકાય છે કે શ્રીમદાચાર્યશ્રીના અનેક સેવકો પૈકીમાંથી શ્રીગોકુલનાથજીએ ફક્ત ૮૪ વૈષ્ણવોના નામો ને ૮૪ તારવી તેને સ્વાત્મ પાઠાર્થે લેખબદ્ધ કર્યાં હતાં. અને પછી તેમની વાર્તાઓનું સંશોધન પણ કર્યું હતું. અતઃ એ નિશ્ચિત થાય છે કે આધુનિક સમયમાં પ્રાપ્ત થતી ચોરાશી વાર્તાઓ—જેની એક પ્રતિ વિ. સં. ૧૬૯૭માં લખેલી કાંકરોલી વિદ્યા–વિભાગમાં પ્રાપ્ત છે, શ્રીગોકુલનાથજી દ્વારા કહેલી છે. અને તેના રચનાત્મક મૂળ આધાર કૃષ્ણ ભટ્ટ દ્વારા લખાયલી પૂર્વોક્ત પ્રતિ છે.

શ્રીગોકુલનાથજીના સમયમાં શ્રીમહાપ્રભુજી, અને શ્રીગુસાંઈજી ઉભયના અનેક સેવકો વિદ્યમાન હતા એથી પણ તેમને પિતા અને પિતામહના સેવકોનાં ચરિત્રોને વિશેષ રૂપથી જાણવામાં ઘણી મદદ મળી હતી. કેટલાક-પ્રસંગોને તો તેમણે પ્રત્યક્ષ પણ જોયેલા હતા. જેમકે અષ્ટછાપ આદિના ચરિત્ર પ્રસંગો વિગેરે.

શ્રીગોકુલનાથજી તે મૂળપ્રતિના તેમજ શ્રુત અને દૃષ્ટ પ્રસંગોના આધારે કેવળ ભક્તોનાં સામાન્ય ચરિત્રો ને જનસમુહમાં કથારૂપથી કહેતા હતા. અને તેમાં રહેલી રહસ્ય ભાવનાઓને ગુપ્ત રાખતા હતા. પોતે વાર્તાઓને કથારૂપથી કહેતા તેની પુષ્ટિ નિમ્નાંકિત પુષ્ટ પ્રમાણોથી પણ થાય છે—

૧. "तदपि भगवत्सेवा परैः श्रीगोकुलनाथैः शयनभोग सेवोत्तर नृत्य गाथावसरैः सुबोधिन्यादिना श्रीभागवतकथा कथानन्तर श्रीमदाचार्य तदात्मज चरित्र कथापि नित्य नियमेन परिगृहिता वक्तुम् —પ્રભુચરિત્ર ચિંતામણી–

"પ્રભુચરિત્ર ચિંતામણી"નું ઉક્ત ઉદ્ધરણ અત્ર પુષ્ટ પ્રમાણરૂપ છે. કેમકે "ચરિત્ર ચિંતામણી"ની રચના શ્રીગોકુલનાથજીના જ ભત્રીજા અને સમકાલીન તથા નિકટવર્તી શ્રીદેવકીનંદનજીએ વિ. સં. ૧૬૬૦ની આસપાસ કરેલી છે. અતઃ તે પુષ્ટ છે. આ કથનની પુષ્ટિ શ્રીગોકુલનાથજીના કુટુંબી અને મહાનુભાવ સેવક ગો. શ્રીહરિરાયજીના "ભાવપ્રકાશ"થી પણ આ રીતે થાય છે—

---

* લલ્લુભાઇ દેસાઇ અમદાવાદ દ્વારા વિ. સ. ૧૯૭૪ માં પ્રકાશિત ૮૪ વૈષ્ણવોની ગુજરાતી વાર્તામાંથી ઉદ્ધૃત.

૨૭૧૨૮



સો એકદિન શ્રીગોકુલનાથજી ચોરાસી વૈષ્ણવનકી વાર્તા કરત કલ્યાણ ભટ્ટ આદિ વૈષ્ણવનકે સંગ રસમગ્ન હોઇ ગએ। સો શ્રીસુબોધિનીજીકી કથા કહનેકી સુધિ નાહિ। સો અર્ધરાત્રિ હોય ગઇ।"

આ કથનને શ્રીહરિરાયજીએ "નિજવાર્તા" અને "શ્રીમહાપ્રભુજીની પ્રાકટ્યવાર્તા"ના સંકલનમાં પણ આ રીતે દોહરાયું છે —

૧ "ઔર શ્રીગોકુલનાથજી આપુ કથા કહતે। સો એક દિન શ્રીગોકુલનાથજી આપુ દામોદરદાસ સંભરવાલેકી વાર્તા કરત હુતે। તબ એક વૈષ્ણવને પૂછયો જો મહારાજ! આજ કથા ન કહોગે? તબ શ્રીગોકુલનાથજી આપુ શ્રી મુખતેં કહ્યો જો આજ કથાકો ફલ કહત હૈ।" —નિજવાર્તા

૨ "તહાં યહ સંદેહ હોય જો વૈષ્ણવનકે નામ ક્યોં નહીં કહે તહાં કહત હૈ જો ચોરાસી વૈષ્ણવનકી વાર્તા મેં કછુ વૈષ્ણવનકો નામ નહીં કહે હૈ। સો હીન નામ વૈષ્ણવનકો શ્રીગોકુલનાથજી નહીં કહતે। જો વૈષ્ણવકે નામ ઘસીટા ફકીરા મગન્યા એસે હીન નામ હોય તિનકો શ્રીગોકુલનાથજી વૈષ્ણવ કહિ બુલાવતે તાતેં વૈષ્ણવ કો નામ નહીં કહે હૈ।"

સમ્પ્રદાયમાં ૮૪, ૨૫૨ વૈષ્ણવોની વાર્તાઓને પણ આચાર્યશ્રી અને પ્રભુચરણના ચરિત્રરૂપથીજ કહેવામાં આવી છે. એની પુષ્ટિ જેમ પૂર્વે "પ્રભુચરિત્ર ચિંતામણી" ના "**શ્રીમદાચાર્ય, તદાત્મજ ચરિત**" એ વાક્યથી થાય છે તેમ "સમ્પ્રદાય કલ્પદ્રુમ" ના "શ્રીવલ્લભ વિઠ્ઠલ વાર્તા પ્રકટ કીનનૃપમાન" એ કથનથી પણ થઈ રહે છે. અર્થાત્ શ્રીહરિરાયજીએ પોતાના ભાવ-પ્રકાશમાં તે તે વાર્તાઓને શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઈજીના સાક્ષાત સ્વરૂપ રૂપથી જ વર્ણવેલી છે.卐

ઉક્ત પ્રકારે આચાર્યશ્રી અને પ્રભુચરણના સમયમાં વાર્તાઓ કેવળ પ્રસંગાત્મક રૂપ વાળી રહી જ્યારે શ્રીગોકુલનાથજીના સમયમાં તે સંશોધિત સંખ્યાત્મક રૂપ વાળી પણ થઈ. આમ વાર્તાનાં બે રૂપો થયાં અને તે બન્ને રૂપો આજ પણ પ્રાપ્ત થાય છે. તદુપરાંત વાર્તાનું એક તૃતીય રૂપ પણ પ્રાપ્ત છે જેને શ્રી "હરિરાયજીની ભાવનાવાળી વાર્તાઓ" એમ કહેવામાં આવે છે. આ વાર્તાની પ્રાચીનતમ પ્રતિઓ ઉપર આરંભમાં આ પ્રમાણે લખેલું હોય છે—

"અથ ચોરાસી વૈષ્ણવનકી વાર્તા શ્રીગોકુલનાથજી કિયે તાકો ભાવ શ્રીહરિરાયજી કહત હૈં સો લિખ્યતે ॥"

આ ઉધ્ધરણની પુષ્ટિ કાકા શ્રીવલ્લભજી મહારાજના રચેલા ૮૪ વૈષ્ણવોના ધોળની આ પંક્તિઓથી થાય છે.

"ચોરાશી ચિત્ત લાવીને કરે પાઠ નિત્ય વરી નેમ।
પુષ્ટિ પંથ પ્રભુ પ્રસન્ન થાય છુટે ભાદે પ્રેમ।
કૃપા શ્રી હરિરાયજી કરી દીન જાણી દાસ।
મન ચોરાશી ભકતનાં તે નામ કર્યાં પ્રકાસ।
શ્રીઆચાર્યજી મહાપ્રભુનાં અંગ દ્વાદશ જેહ।
ધર્મ સાથે ધર્મી કહિએ, સાત દ્વાદશ તેહ।
ચોરાશી જીવ કાસ માટે ચોરાશી એ ભકત।
પ્રેમ લક્ષણા પુરી પુરે શ્રીવલ્લભપદ આસકત।
એમ વૈષ્ણવ પદ કમલ રજ, રતીતણી છે આશ।
ગાય ગુણ હરિદાસના પદ રજ **શ્રીવલ્લભદાસ**।"×

આ આખા ધોળમાં શ્રીહરિરાયજીનાં વાર્તામાં કહેલાં ૮૪ વૈષ્ણવોનાં લીલાત્મક સ્વરૂપોના ક્રમશઃ ઉલ્લેખ પ્રાપ્ત છે.

---

卐 જુઓ પ્રાચીન વાર્તા-રહસ્ય પ્રથમ ભાગનો શ્રીહરિરાયજીનો "ભાવાત્મક લેખ"

× રસિક ધોળપદ સંગ્રહ આદિમાં આ ધોળ સમસ્ત છપાયેલું છે. કાકાવલ્લભજીનાં સેંકડો પદોના અલગ સંગ્રહો સમ્પ્રદાયમાં પ્રાપ્ત છે. તેમાં 'શ્રીવલ્લભ' અને 'દાસ' એમ બે છાપો મળે છે—

ઉક્ત ગોળના કથનની પુષ્ટિ ગુજરાતના કવિ-સમ્રાટ સુપ્રસિદ્ધ ભક્તવર્ય શ્રીદયારામભાઈ (સં ૧૮૩૩) ના "પુષ્ટિ ભક્ત રૂપમાલિકા" નામક એક બૃહદ્ કાવ્યથી પણ થઈ રહે છે. તેમાં પણ શ્રીહરિરાયજીએ નિરૂપેલાં ૮૪ વૈષ્ણવોનાં લીલાનાં નામોનો સમ્પૂર્ણ ઉલ્લેખ છે. તેના અંતમાં કવિ તેનું સ્પષ્ટીકરણ આ પ્રકારે કરે છે —

"श्री महाप्रभु के अति प्रिय, चोरासी जो भक्त । श्रीराधावर रूपमें, जाको मन आसक्त ।
सो श्रीगोकुलनाथजी, कहे सबनके नाम । बरनी सबकी वार्ता, जाति ज्ञाति अरु गाम ।
नाम कछु संदेह रहें, लीला मे को रूप । सोहु श्रीहरिरायजी कहे प्रगट स्वरूप ।"

ઉક્ત પ્રમાણોથી ૮૪ વાર્તાનું ભાવનાત્મક જે રૂપ પ્રાપ્ત થાય છે તેને પ્રકટ કરનાર ગો. શ્રીહરિરાયજી છે એ વાત નિશ્ચિત થાય છે. * "૮૪ વાર્તા" નું આ તૃતીય રૂપ વિશેષ મહત્ત્વપૂર્ણ છે કેમકે તેમાં ઐતિહ્ય સિદ્ધાંત અને ભાવના એમ ત્રણે તત્ત્વોનો અત્યંત વિકાસ કરવામાં આવ્યો છે. આ વિકાસનો આધાર શ્રીગોકુલનાથજી દ્વારા ગુપ્ત રાખવામાં આવેલા ભાવો અને પ્રસંગો છે એથી શ્રીહરિરાયજી દ્વારા મૂળ વાર્તામાં જે ભાવો અને ઐતિહ્ય પરિવર્દ્ધિત થયેલ છે તે પણ પ્રમાણિક જ છે

૮૪ વાર્તાઓ પછી શ્રીગોકુલનાથજીએ ૨૫૨ વૈષ્ણવોની વાર્તાઓને કહેવી શરૂ કરી હતી અને તદનન્તર આચાર્યશ્રી, વિઠ્ઠલેશ અને શ્રીગોવર્ધનનાથાદિ ભગવત્સ્વરૂપોની પણ સ્વતંત્ર વાર્તાઓને પ્રસંગાત્મક રૂપથી કથામાં કહેવી શરૂ કરી હતી. જે આજ નિજ વાર્તા, ઘરૂવાર્તા, બેઠક ચરિત્ર અને વિવિધ સ્વરૂપોની પ્રાકટ્ય વાર્તાઓના નામથી સમ્પ્રદાયમાં પ્રાપ્ત થાય છે. એ સર્વેનું વિશેષ સ્પષ્ટીકરણ આગળ ઉપર કરવામાં આવ્યું છે.

: **સમય**— વાર્તા સાહિત્યના ઇતિહાસના છેલ્લા અંગરૂપ સમયને હવે જોઇએ—

વાર્તા સાહિત્યની ઉત્પત્તિનો સમય વિ. સં. ૧૫૫૦-ચૈત્રીના શ્રાવણ શુક્લ બારસ છે. આ દિવસે શ્રીમદાચાર્યચરણે શ્રાવણ શુક્લ ૧૧ની અર્ધરાત્રિએ પોતાને થયેલ ભગવત્સાક્ષાત્કાર અને પુષ્ટિમાર્ગના ઉપદેશને દામોદરદાસ હરસાની પ્રતિ પ્રસંગાત્મક વાર્તારૂપમાં કહ્યો હતો. એની સ્પષ્ટોકિત વાર્તામાંથી જ આ રીતે પ્રાપ્ત થાય છે —

"ता समे श्रीठाकुरजी तत्काल प्रकट होइ के...कहे, जो तुम जीवनको ब्रह्मसंबंध करो । ताको हों अंगीकार करूंगो तुम जीवनको नाम देउगे तिनके सकलदोष निवृत्त होइंगे ताते तुम जीवनको अंगीकार करो.

ए बात श्रावण शुकल ११ के दिन मध्यरात्रको भई, प्रातःकाल पवित्रा द्वादशी हती । ता समे दामोदरदास नेक दूरि सोये हते ताते दामोदरदास सो श्रीआचार्यजी पुछी जो दमला ! तें कछु सुन्यो । तब दामोदरदासजीने कह्यो जो महाराज । मैने श्री ठाकुरजी के वचन सुने तो सही परि समुज्यो नाही । तब श्री **आचार्यजी आप कहे** जो मोकों ठाकुरजीने आज्ञा कीनी है जो तुम जीवनको ब्रह्मसंबंध करावोगे तिनको हों अंगीकार करुंगो और जीवनको तुम नाम देउगे तिनके सकल दोष निवृत्त होइंगे । ताते ब्रह्मसंबंध अवश्य करनो ।" ८४ वै. वा.

ઉક્ત કથનથી એ સ્પષ્ટ થાય છે કે પુષ્ટિમાર્ગના પ્રારંભની સાથેજ પુષ્ટિમાર્ગીય વાર્તા સાહિત્યનો પણ આચાર્યશ્રી દ્વારાજ વ્રજભાષામાં પ્રારંભ થયેલો છે. પૂર્વ કથનની પુષ્ટિ આચાર્યશ્રી દ્વારા સંસ્કૃતમાં નિર્મિત સિદ્ધાંત રહસ્યના આ શ્લોકોથી પણ થઇ રહે છે—

**श्रावणस्यामले पक्षे एकादश्यां महानिशि ।**
**साक्षाद्भगवता प्रोक्तं तदक्षरशः उच्यते ।**
**ब्रह्मसंबंध करणात् सर्वेषां देहजीवयोः ।**
**सर्व दोष निवृत्ति हिं... ... ।**

---

* આના આંતર પ્રમાણ માટે જુઓ. અગ્રવાલ પ્રેસ મથુરાથી પ્રકાશિત ભાવનાવાળી ૮૪ વાર્તામાં આપેલો "ગ્રન્થ-પરિચય" નામનો પરિચ્છેદ.

ઉક્ત શ્લોકોથી પુષ્ટિમાર્ગના પ્રાકટ્યના સમય શ્રા. શુ. ૧૧ની અર્ધરાત્રિનો સ્પષ્ટ થાય છે. અતઃ વાર્તાના પૂર્વ કથનને અનુસાર પુષ્ટિમાર્ગીય વાર્તા—સાહિત્યની ઉત્પત્તિનો સમય શ્રા. શુ. ૧૨ નો નિશ્ચિત થાય છે.

આ શ્રાવણ શુકલ ૧૧ વિ. સં. ૧૫૫૦ (ચૈત્રી) ની હતી તેની સ્પષ્ટોક્તિ "સમ્પ્રદાય-કલ્પદ્રુમ"માં આ પ્રમાણે છે—

**श्रावण शुक्ल एकादशी, मध्यरेन शुभ जान।**

**खंड वेद सर सोम के विक्रमाब्धि नृपमान।** (९ ४ ५ १) **पृ. २९**

"સમ્પ્રદાય કલ્પદ્રુમ"માં પ્રાયઃ કાર્તિકી સંવતોનો જ સર્વત્ર ઉલ્લેખ હોવાથી ઉક્ત દોહામાં કહેલ વિ. સં. ૧૫૪૯ પણ કાર્તિકી જ છે. અતઃ ચૈત્રી સંવતની ગણનાએ તે સંવત ૧૫૫૦ નો સ્પષ્ટ થાય છે. આ સંવતની પુષ્ટિ નિજવાર્તા, દિગ્વિજય આદિ અન્ય પણ અનેક પ્રાચીન ગ્રન્થોથી પણ થઈ શકે છે.

ઉત્પત્તિના સમય અનન્તર વાર્તા—સાહિત્યના વિકાસનો સમય શ્રીગુસાંઈજીના ભૂતલ-સ્થિતિ પર્યંતનો [વિ. સં. ૧૬૪૨ તકનો] પૂર્વ કથનોને અનુસાર નિશ્ચિત જ છે. શ્રીગુસાંઈજીના સમયમાં આચાર્યશ્રી અને શ્રીગુસાંઈજીના પણ આદર્શ સેવકોની વાર્તાઓ સારી રીતે વિકસિત અને લેખબદ્ધ થઈ ચૂકી હતી તેનાં અનેક પ્રમાણો પૂર્વે આપવામાં આવ્યાં છે. આ વિકાસ પ્રસંગાત્મક રૂપથી શ્રીગોકુલેશના ભૂતલસ્થિતિ પર્યંત [વિ. સં. ૧૬૯૭ તક] વાર્તા—સાહિત્યની વૃદ્ધિના રૂપમાં થતો રહ્યો છે. જેનું પૂર્વે વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે. આમ પ્રસંગાત્મક વાર્તા-સાહિત્યનો સમય વિ. સં. ૧૫૫૦થી૧૬૯૭ પર્યંતનો પ્રાપ્ત થાય છે. હવે સંખ્યાત્મક વાર્તા—સાહિત્યના સમયને જોઈશું—

સંખ્યાત્મક રૂપમાં પ્રાપ્ત થતી ૮૪ અને ૨૫૨ વૈષ્ણવોની વાર્તાઓનો સમય વિ. સં. ૧૬૪૨થી વિ. સં. ૧૬૪૫ પર્યંતનો છે. એનાં કેટલાંક પુષ્ટ પ્રમાણો આ રીતે પ્રાપ્ત થાય છે —

**૧ યદુનાથ દિગ્વિજય**— યદુનાથ દિગ્વિજય કે જેમાં શ્રીવલ્લભાચાર્યજીનું ચરિત્ર શ્રીવિઠ્ઠલેશના ષષ્ઠ પુત્ર ગો. શ્રીયદુનાથજી દ્વારા દેશ વિદેશના વિશ્વસ્ત પુરુષોથી શ્રવણ કરીને વિ. સં ૧૬૫૮માં લખેલું છે તેમાં ચોરાશી વૈષ્ણવોની પૂર્વોક્ત નામાવલીના ૩૦થી૩૫ મુખ્ય મુખ્ય સેવકોના ઉલ્લેખો પ્રાપ્ત થાય છે. આ ગ્રન્થના અંતમાં એમ પણ સ્પષ્ટ કહેવામાં આવ્યું છે કે —

**"चतुरशीतिस्तद् ग्रन्थाश्चतुरशीतिरासिका:।**
**चतुरशीति तद्भक्ता आहुरार्यास्तु तत्कथा:।"—।**

અર્થાત્ "આર્યલોગ આચાર્યચરણના ૮૪ ગ્રન્થ, ૮૪ બેઠક અને ૮૪ ભક્ત તથા ૮૪ કથાઓ કહે છે."

"દિગ્વિજય"ના ઉક્ત ઉલ્લેખોને અનુસાર ૮૪ ભક્તો અને તેમની કથાઓ—વાર્તાઓ—વિ. સં. ૧૬૫૮ પર્યંત સારી રીતે સર્વત્ર પ્રચલિત થઈ ચૂકી હતી એ નિશ્ચિત થાય છે. આ પ્રકારના સર્વવ્યાપી પ્રચારમાં તત્કાલીન પરિસ્થિતિને અનુસાર ઓછામાં ઓછાં પંદર વર્ષ તો અવશ્ય લાગ્યાં હોવાં જોઈએ અને તેથી સંખ્યાત્મક વાર્તાઓના નિર્માણનો પૂર્વે કહેલો સમય સ્પષ્ટ થઈ રહે છે.

**૨—૩—અલિખાનનું પદ અને ભક્તમાલ**—"દિગ્વિજય"ના કથનની પુષ્ટિ જ્યાં શ્રીગુસાંઈજીના સેવક અલીખાન પઠાણના રચેલા ૮૪ વૈષ્ણવોના સૂચીપત્રરૂપ પદથી થાય છે ત્યાં "ભક્તમાલ"માં વ્યાપ્ત તે કથાઓના ઉદ્ધરણોથી પણ થાય છે.

અલીખાનનું ઉક્તપદ તેમના ચરિત્રના અને તેમની ભૂતલ સ્થિતિના અનુમાનિત સમયના આધારે વિ. સં. ૧૬૬૦ની આસપાસનું રચેલું જેમ સમજી શકાય છે તેમ ભક્તમાલની રચના પણ તેમાં આવેલા "**श्रीगिरिधरभ्राजमान**" એ વર્તમાનકાલની ક્રિયાવાળા પદથી શ્રીગિરિધરજીના આચાર્યત્વકાલ વિ. સં. ૧૬૪૨ થી વિ. સં. ૧૬૭૭ ની અંદરની થયેલી સમજી શકાય તેમ છે. અતઃ તે પણ વિ. સં. ૧૬૬૦ ની

* શ્રી નાથદ્વારાથી પ્રકાશિત થયેલ પ્રતિના આધારે.

આસપાસ જ રચાયલી નિશ્ચિત છે. આ ઉભયમાં ૮૪ વૈષ્ણવોનાં નામો પ્રાપ્ત છે અતઃ તે સમયની તેની (વાર્તાઓની) સર્વ વ્યાપી પ્રસિદ્ધિને જોતાં તેનાથી વાર્તાઓના નિર્માણના પૂર્વોક્ત સમયની પુષ્ટિ થાય છે.

૪—**આંતર પ્રમાણ**—૮૪, ૨૫૨ વાર્તાઓમાં વિ. સં. ૧૬૪૫ પછીનો કોઇ પણ પ્રસંગ પ્રાપ્ત નથી થતો એ પણ તેના નિર્માણ સમયના આંતર પ્રમાણ રૂપ છે

૫- **પરમાનંદ સાગરની પ્રાચીન પ્રતિ**—ઉક્ત ચાર પ્રમાણોથી અતિરિક્ત એક "પરમાનંદ સાગર" ની પ્રાચીનતમ પ્રતિનું પ્રમાણ પણ ઉપલબ્ધ થાય છે. આ પ્રતિનો વિશેષ પરિચય કાંકરોલીથી પ્રકાશિત થયેલ "પરમાનંદ સાગર અને પરમાનંદદાસ," તેમજ "દિવ્યાદર્શ" ના વિ. સં. ૨૦૦૦ ના અંકોમાં આપવામાં આવ્યો છે. તેના આધારે આ પ્રતિ વિ. સં. ૧૬૬૦ ની આસપાસ લખાયલી સિદ્ધ થાય છે. તેમાં પણ પ્રારંભમાં મૂળ લેખકના હાથથી જ ૮૪ વૈષ્ણવોની એક અપૂર્ણ સંક્ષિપ્ત વિગતવાર સૂચી લખાયલી પ્રાપ્ત છે. અતઃ તેનાથી પણ પૂર્વ સમયની પુષ્ટિ થઇ જાય છે.

ઉક્ત પ્રકારે સંખ્યાત્મક વાર્તાઓના નિર્માણ–સમયને જાણ્યા પછી હવે ભાવનાત્મક વાર્તાઓના સમયને પણ જોવો આવશ્યક છે—

ભાવનાત્મક વાર્તાઓનું નિર્માણ ગો. શ્રીહરિરાયજી દ્વારા થયેલું છે એ પૂર્વે વિશ્વસ્ત પ્રમાણો દ્વારા સ્પષ્ટ થઇ ચુક્યું છે. ગો. શ્રીહરિરાયજીએ, પૂર્વોક્ત ઉધ્ધરણને અનુસાર જ્યારે કૃષ્ણભટ્ટ દ્વારા લખાયલી ભાવનાત્મક વાર્તાઓ પ્રકટ થઇ ગઇ ત્યારે તે ગોપ્યભાવનાઓનો આગળ ઉપર અનુચિત રૂપમાં વિકાસ ન થાય એ હેતુથી આ વાર્તાઓમાં આવેલ ચરિત્ર, સિદ્ધાંત અને ભાવના એ ત્રિવિધ વિષયોને લાંબા વિવેચનની સાથે ભાવનાત્મકવાર્તા રૂપમાં પ્રગટ કર્યું. એમણે આ કાર્ય શ્રી ગોકુલેશના અભિપ્રાયને પ્રાપ્ત કરીને તેમજ તેમના તત્વાવધાનમાંજ શરૂ કરેલું અને તેની સંપૂર્ણ પૂર્તિ વિ. સં ૧૭૨૯ પછી થયેલી છે.

શ્રીગોકુલેશના વાર્તા સંબંધોના અભિપ્રાયને જાણીને તેમના તત્વાવધાનમાં શ્રીહરિરાયજીએ આ વાર્તાઓનું નિર્માણ કર્યું તેનું સ્પષ્ટ દિગ્દર્શન તેમના ભાવ–પ્રકાશની આ પંક્તિઓથી થાય છે—

"चोरासी वैष्णवन को कारण यह है जो... **यहभावतें** चोरासी वैष्णव श्री आचार्यजी के है ।"

"सो एक दिन श्रीगोकुलनाथजी चोरासी वैष्णवन की वार्ता करत कल्याणभट्ट आदि वैष्णवनके संग रसमग्न होइ गए । तब एक वैष्णवने श्रीगोकुलनाथजी सों विनति करी जो महाराजाधिराज आज कथा कब कहोगे । तब **श्रीमुखतें श्रीगोकुलनाथजीने कही** आज कथा को फल कहत हें । वैष्णवन की वार्तानमें सगरो फल जानियो..."

"अब रहे राजसी, तामसी, सात्विकी गुणमय तिनके उद्धारार्थ श्रीगुसांईजीनें ८४ वैष्णव राजसी किए । ८४ वैष्णव तामसी किये और ८४ वैष्णव सात्विक किए। ये तीनों जुथ मिलि के दोयसेबावन भए गुसांईजी के संग संबंधी. या प्रकार श्रीआचार्यजी श्रीगुसांईजीके सेवकनको भाव कहें ।"

ઉક્ત ઉદ્ધારણોથી એ સ્પષ્ટ થાય છે કે ૮૪ અને ૨૫૨ની સંખ્યા ગો. શ્રીગોકુલનાથજીએ સાભિપ્રાય રાખી છે અને તેના રહસ્યાત્મક અભિપ્રાયને શ્રીહરિરાયજીએ શ્રી ગોકુલનાથજીથી જાણીને પોતાના ભાવ-પ્રકાશમાં પ્રકટ કર્યો છે.

બીજું શ્રીગોકુલેશનું તત્ત્વાવધાન "**आज कथाको फल कहत हैं**" ઇત્યાદિ કથનોથી જેમ સ્પષ્ટ થઇ રહે છે તેમ શ્રીહરિરાયજી શ્રીગોકુલનાથજીના સેવક અને સન્નિકટવર્તી હોવાના કારણે પણ જાણી શકાય છે.

શ્રીહરિરાયજીની ઉક્ત ભાવ–પ્રકાશવાળી વાર્તાઓ સમ્પૂર્ણ રૂપથી વિ. સં. ૧૭૨૯ ની પશ્ચાતજ પ્રકાશિત અથવા પ્રચલિત થઇ છે. તે વાત વિ. સં. ૧૭૨૯ માં રચાયલા "કલ્પદ્રુમ" માં શ્રીહરિરાયજીના તે સમય સુધીના લખાયલા ગ્રન્થોના ઉલ્લેખોમાં તેનું નામ નહિં હોવાથી જાણી શકાય છે. તદુપરાંત સમ્પ્રદાયમાં આ ભાવનાત્મક વાર્તા–સાહિત્યની વિ. સં. ૧૭૫૨ માં લખાયલી પ્રતિ મળી આવે છે એનાથી પણ આ વાર્તા સાહિત્યના લેખબદ્ધ સંસ્કરણનો સમય વિ. સં. ૧૭૨૯ થી વિ. સં. ૧૭૫૦ની વચ્ચેનો નિશ્ચિત થઇ રહે છે.

બીજી તરફ ૨૫૨ વૈષ્ણવોની કેટલીક વાર્તાઓના " ભાવ-પ્રકાશ " માં શ્રીનાથજીના મેવાડ પધાર્યા પછીના ઉલ્લેખો પણ પ્રાપ્ત થાય છે.* જેમકે ગંગાબાઈના શ્રીનાથજીની સાથે મેવાડ આવ્યાનો ઉલ્લેખ તેમજ લાડબાઈ ધારબાઈના નવલક્ષ રૂપીયા સંબંધિનો ઉલ્લેખ આદિ.

શ્રીનાથજી વિ. સં. ૧૭૨૮ માં મેવાડ પધાર્યા છે. અતઃ ત્યારપછીજ શ્રીહરિરાયજીએ ' ખીમનોર ' પધારીને આ વાર્તાઓના ભાવ-પ્રકાશ ને કહેલ છે; એ નિશ્ચિત સમજી શકાય છે. ગંગાબાઈનું તિરોધાન વિ. સં. ૧૭૪૨ માં થયેલું છે + એથી પણ આ ભાવ-પ્રકાશ ત્યાર પછીનો છે એ સ્પષ્ટ થાય છે.

પૂર્વોકત પ્રકારે વિ. સં. ૧૫૫૦ થી વિ. સં. ૧૭૫૦ પર્યંત અર્થાત્ ૨૦૦ વર્ષોની વચ્ચે ૮૪, ૨૫૨ વાર્તાઓનાં પ્રસંગાત્મક, સંખ્યાત્મક અને ભાવનાત્મક એમ ત્રણ રૂપો થયેલાં જોઈ શકાય છે.

આમ ચોરાશી બસો બાવન વૈષ્ણવોની વાર્તાઓનાં ઉકત ત્રિવિધ રૂપોનો વિચાર કર્યા પછી હવે નિજ-વાર્તા આદિ સાહિત્ય ઉપર પણ વિચાર કરીશું—

આચાર્યશ્રી અને શ્રીગુસાંઈજીની નિજવાર્તા, બેઠક ચરિત્ર, શ્રીમહાપ્રભુજી તથા શ્રીગોવર્ધનનાથજીની પ્રાકટ્યવાર્તાઓ અને ભાવસિન્ધુ આદિ પ્રાચીનતમ ભાષા-સાહિત્યની ઉત્પત્તિ અને તેના વિકાસનો ઇતિહાસ ૮૪, ૨૫૨ વાર્તા-સાહિત્યની સમાન જ છે. અર્થાત્ શ્રીમદાચાર્યચરણ અને શ્રીપ્રભુચરણના સમયમાં પ્રચલિત પ્રસંગોનો શ્રીગોકુલેશે સંગ્રહ કરીને તે સર્વેને કથા આદિ સમયે કહ્યા હતા. અને એ વખતે ઉપસ્થિત વૈષ્ણવોએ તેને ભિન્નભિન્ન રૂપમાં લખી લીધા હતા. આ કથનની પુષ્ટિ " સમ્પ્રદાય-પ્રદીપ, " મુરલીધરદાસનું વલ્લભચરિત્ર, તત્કાલીન કીર્તન સાહિત્ય અને "સંવાદ" આદિથી જેમ થાય છે તેમ કવિ કેશવકિશોર રચિત આચાર્ય-વંશાવલી, કવિ ગોપાલદાસ રચિત પ્રાકટ્ય-સિધ્ધાંત આદિ કાવ્યો અને " પ્રભુચરિત્ર ચિંતામણી " આદિ તત્કાલીન ગ્રન્થોથી પણ થઇ રહે છે.

સમ્પ્રદાય-પ્રદીપ આદિ પ્રથમનાં ચાર શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઇજીના સેવકો દ્વારા સંસ્કૃત અને પ્રાકૃતમાં રચાયલાં છે. એમાં શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઈજીના દૃષ્ટ અને શ્રુત અનેક પ્રસંગો પ્રાપ્ત છે.

દ્વિતીય આચાર્ય વંશાવલી આદિ સાહિત્ય શ્રીગોકુલેશના સમકાલીન તેમજ સન્નિકટવર્તી પુરૂષો દ્વારા લખાયેલ છે. તેમાં શ્રીગોકુલેશે જે જે પ્રસંગોને કહ્યા છે તેનો સ્પષ્ટ રૂપથી ઉલ્લેખ છે. એમાં નિજવાર્તા, પ્રાકટયવાર્તા આદિના અનેક પ્રસંગો જેમના તેમ પ્રાપ્ત છે.

ઉકત સર્વે સાહિત્ય કાંકરોલી, અમદાવાદ આદિ સ્થાનોથી પ્રકાશિત થઈ ચુકેલું હોવાથી તેના ઉધ્ધરણોને અત્રે આપવામાં આવતાં નથી.

શ્રીહરિરાયજીએ શ્રીગોકુલેશનાં ઉકત વચનામૃતોથી નિજવાર્તા, ઘરૂવાર્તા, પ્રાકટયવાર્તા આદિના પ્રસંગોને વિષયવાર ગ્રન્થરૂપથી સમ્પાદિત કરી શ્રીગોકુલનાથજીના નામથી પ્રચલિત કર્યા છે. કેમકે તે શ્રીગોકુલેશના જ સાક્ષાત્ વચન રૂપ છે.

ઉકત નિજવાર્તા આદિ ગ્રન્થો શ્રીહરિરાયજી દ્વારા સંપાદિત છે એનું પ્રમાણ તે તે ગ્રન્થોમાં પ્રાપ્ત થતા ભાવ-પ્રકાશોની પરસ્પર સામ્યતા છે. જેમકે શ્રીમહાપ્રભુજીની પ્રાકટયવાર્તાના એક પ્રસંગ ઉપર તેમનું તે સ્થલનું ભાવ-પ્રકાશ નામક ટિપ્પણ આ રીતે પ્રાપ્ત છે—

" **दामोदरदासजीको अलौकिक स्वरूप ललिताजी को प्राकट्य है सो दामोदरदासजीकी वार्तामें कहि आए हैं** । ( જુઓ કાંકરોલીથી પ્રકાશિત શ્રીમહાoની પ્રાo વાર્તા ).

ઉકત પંકિતઓથી એ સ્પષ્ટ છે કે વાર્તા ઉપર ભાવ પ્રકાશ લખનારે જ " પ્રાકટયવાર્તા "ને પણ સંપાદિત કરી છે. વાર્તા ઉપરનો ભાવપ્રકાશ ગો. શ્રીહરિરાયજીનો છે એ પૂર્વે સ્પષ્ટ થઇ ચુકયું છે. અને

---

* છાપેલી ૨૫૨ વૈષ્ણવોની વાર્તાઓમાં ગંગાબાઈ આદિની વાર્તાઓના ભાવ પ્રકારો સમ્મિલિત છપાયેલા હોવાથી કેટલાકોને ૨૫૨ ની સમસ્ત વાર્તાની રચનાના સમય પ્રતિ ભ્રમ થાય છે કે તે બહુ પાછળથી લખાયલી છે. તેનું સ્પષ્ટીકરણ આગળ ઉપર કરવામાં આવ્યું છે.

+ જુઓ શ્રીનાથજીની પ્રાકટયવાર્તા.

તેને વિસ્તારથી અગ્રવાલ પ્રેસ મથુરાદ્વારા પ્રકાશિત ૮૪ વૈષ્ણવોની વાર્તાના ગ્રન્થ-પરિચય વિભાગમાં સિદ્ધ કર્યું છે.

ઉક્ત ઉધ્ધરણની સમાન અન્ય પણ ઘણાં ઉધ્ધરણો "નિજવાર્તા" આદિના ભાવપ્રકાશમાંથી પ્રાપ્ત થાય છે જેનો અન્યત્ર ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

"નિજવાર્તા" આદિના સમ્પાદનનો સમય વિ. સં. ૧૬૯૭ના પૂર્વનો છે કેમકે કાંકરોલીની વિ. સં. ૧૬૯૭ ની ઉક્ત ૮૪ વાર્તાની પ્રતિમાં પણ તે "વાર્તા" પ્રાપ્ત છે.

શ્રીગોવર્ધનનાથજીની પ્રાકટ્યવાર્તાનું લેખબધ્ધ સંસ્કરણ વિ. સં. ૧૭૪૨ પછી થયું છે. એ તેમાં કહેલ ગંગાબાઇના તિરોધાનના સંવતથી સ્પષ્ટ થઈ જાય છે.

આ "પ્રાકટ્યવાર્તા"નો વિશેષ વિસ્તાર ગો. શ્રીદ્વારકેશજી ભાવનાવાળા વિ. સં. ૧૭૫૧ના સમયમાં થયો છે. તે તેમાં આપેલા "ગો. શ્રીદ્વારકાનાથજીના અષ્ટછાપ વિષયક છપ્પય" આદિથી સમજી શકાય છે. એ સમયે શ્રી હરિરાયજીના પ્રસંગોની પણ તેમાં વૃધ્ધિ થઇ છે.

શ્રી હરિરાયજીએ શ્રીનાથજીના પ્રાકટ્યથી લઇને તે ગંગાબાઇના તિરોધાન પર્યંતની વાર્તાને કહેલ છે તેની પુષ્ટિ શ્રી હરિરાયજી દ્વારા શ્રવણ કરીને આપના સેવક વિઠ્ઠલનાથ ભટ્ટે પોતાના "કલ્પદ્રુમ"માં આપેલા શ્રી નાથજીના મેવાડ પધારવા પર્યંતના ઇતિહાસથી થઇ રહે છે. "કલ્પદ્રુમ" વિ. સં. ૧૭૨૯માં રચાયલો હોઈ તેમાં ગંગાબાઇના તિરોધાન આદિનાં વૃત્તાંતો પ્રાપ્ત થતાં નથી.

ઉક્ત પ્રકારે "શ્રી ગોવર્ધનનાથજીની પ્રાકટ્ય વાર્તા"નું પ્રાપ્ત થતું આજનું રૂપ ગો. શ્રી. ગોકુલનાથજી, ગો. શ્રી હરિરાયજી અને ગો. શ્રી દ્વારકેશજી દ્વારા ઉત્તરોત્તર સંપાદિત થતું ગયું છે. અર્થાત્ આચાર્યશ્રી અને શ્રી વિઠ્ઠલેશના સમયમાં શ્રીનાથજીના પ્રાકટ્ય આદિની જે આખ્યાયિકાઓ પ્રચલિત હતી તેને શ્રી ગોકુલેશે વાર્તા આદિમાં કહી હતી. એ પૂરણમલ્લ ક્ષત્રી, કુંભનદાસ આદિની વાર્તાઓથી જાણી શકાય છે. પુનઃ શ્રીગોકુલેશના એ વચનોના આધારે શ્રીહરિરાયજીએ પોતાના સમય સુધીની ઘટનાઓનો તેમાં સમાવેશ કર્યો અને તેને એક સ્વતંત્ર "પ્રાકટ્ય વાર્તા" નામક ગ્રન્થથી સમ્પાદિત કરી. ત્યારપછી શ્રીહરિરાયજીના પ્રસિધ્ધ પ્રસંગોનો ગો. શ્રીદ્વારકેશજીએ તેમાં સમાવેશ કર્યો અને અષ્ટછાપ આદિના લીલાત્મક ભાવોને પણ તેમાં પ્રસિધ્ધ કર્યા. આ પ્રકારે પ્રસ્તુત "વાર્તા" તૈયાર થઇ છે.

"નિજવાર્તા" અને "પ્રાકટ્ય વાર્તા" ના કેટલાક સંવતો જે પ્રાચીન પ્રતોમાં પ્રાપ્ત નથી તે પ્રક્ષિપ્ત અને અપ્રમાણિક પણ છે. "નિજવાર્તા"ની પ્રાચીન પ્રતોમાં કેવલ શ્રીગોપીનાથજી અને શ્રીવિઠ્ઠલનાથજીનાજ પ્રાકટ્ય સંવતો પ્રાપ્ત છે. શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્ય સંવતને પણ પરોક્ષ રૂપથી ત્યાં આપેલો છે જેમકે—"શ્રીગોપીનાથજીનું પ્રાકટ્ય વિ. સં. ૧૫૬૭ થયું ત્યારે શ્રીઆચાર્યજી ૩૨ વર્ષના હતા." આમ પ્રાચીનતમ "નિજવાર્તા"માં કેવલ ત્રણ સંવતો જ પ્રાપ્ત છે. જ્યારે આજની મુદ્રિત પ્રતોમાં સંવતોની ભરમાર જોવામાં આવે છે. અતઃ તે બધીજ પ્રક્ષિપ્ત છે. એજ રીતે "પ્રાકટ્ય વાર્તા" માં પણ કેટલીક સંવતો પ્રક્ષિપ્ત છે. "પ્રાકટ્ય વાર્તા" ના વિશ્વસ્ત સંવતોમાં શ્રીહરિરાયજીના સમયના સંવતો જ વિશેષ દ્રષ્ટવ્ય છે. એ પહેલાના સંવતોમાં પણ પ્રસિધ્ધ પ્રસિધ્ધ સંવતો ને છોડીને બધાય પ્રક્ષિપ્ત છે. શ્રીનાથજીના પ્રાકટ્ય આદિના સંવતો મુદ્રિત "પ્રાકટ્યવાર્તા" ની અપેક્ષા "કલ્પદ્રુમ" માં કહેલા વધુ પ્રામાણિક લાગે છે + અસ્તુ.

---

+ "કલ્પદ્રુમ" ની રચના વિ. સં. ૧૭૨૯માં ગો. શ્રીહરિરાયજીના સેવક અને સજાતીય નિકટવર્તી વિઠ્ઠલનાથભટ્ટ દ્વારા થયેલી છે. એનો સ્પષ્ટ ઉલ્લેખ તે ગ્રન્થના અંતમાં છે. આ ગ્રન્થ શ્રીહરિરાયજી દ્વારા શ્રવણ કરેલ વૃત્તોના સંગ્રહ રૂપ છે એમ તેમાં લખેલ છે. એમાં ઘણીએક સ્વતંત્ર સંવતો પણ છે જે વિચારણીય છે. આની રચના કૃષ્ણગઢના રાજા માનસિંહને માટે કરવામાં આવી છે એ વાત પણ તેમાં સ્પષ્ટ છે. કૃષ્ણગઢના રાજ્ય સંગ્રહમાં તેની મૂળ પ્રતિ આજ પણ વિદ્યમાન છે. આના વિશેષ પરિચય માટે જુઓ મારા લખાયલા અને સંદેશ પ્રેસ અમદાવાદથી પ્રકાશિત "શ્રીહરિરાયજીના જીવન ચરિત્ર"ની પ્રસ્તાવના.

**ભાવસિંધુની** રચના વિ. સં. ૧૬૮૦ બાદની છે કેમકે તેમાં ચંદાબાઈ અને જહાંગીરનો પ્રસંગ છે.

આમ ૮૪, ૨૫૨ અને અન્ય પ્રાચીન ભાષા-સાહિત્ય આચાર્યશ્રી, શ્રીવિઠ્ઠલેશ, શ્રીગોકુલેશ અને શ્રીહરિરાયજી પ્રભૃતિથી પ્રચલિત, વિકસિત, અને સંશોધિત થયેલું સ્પષ્ટ થઈ રહે છે. આ પ્રકારે તેના ઇતિહાસને જાણ્યા પછી હવે તે સાહિત્યની પ્રામાણિકતા ઉપર વિચાર કરીશું.

વાર્તાઓની પ્રામાણિકતા અર્થે તેમાં કહેલા વૈષ્ણવોની ઐતિહાસિકતા તેમ જ તેમનાં ચરિત્ર રૂપ પ્રસંગોની બાહ્યાભ્યંતર પુષ્ટિ દ્રષ્ટવ્ય છે. તેની સાથે તેની પ્રાચીનતમ પ્રતિયોના ઉલ્લેખો પણ વિશેષ ઉપયોગી થઈ શકે છે. તે સર્વેને અત્રે સારી રીતે અવલોકીશું—

૧. **વૈષ્ણવોના નામોની ઐતિહાસિકતા** — વાર્તાઓના વૈષ્ણવોના નામોની ઐતિહાસિકતાને સિદ્ધ કરનારા જે અનેક તત્કાલીન પુષ્ટ પ્રમાણો ઉપલબ્ધ થાય છે તે આ રહ્યાં—

**૧ શ્રીગુસાંઈજીના અનન્ય ૨૫૨ સેવકો પૈકીના અલીખાન પઠાણનું પદ+**

આ પદમાં ૮૪ વૈષ્ણવોના નામોની સૂચી આ પ્રમાણે પ્રાપ્ત છે —

श्रीविठ्ठलवर नित्यप्रति गाऊं, जाही विधि श्रीवृंदावन पाऊं ।
श्रीवल्लभ प्रभुकों करों प्रणाम, सुमरों श्रीगिरिवरधर नाम । १
सुमरों श्रीगिरिवरधरण वर, नित्य शरण श्रीवल्लभहरि ।
श्रीविट्ठलेश कृपाल सागर, चरण रज मस्तक धरी । २
अब गाऊं हों निज जननके गुण, **सूचि पत्र** प्रकट करों ।
निज भक्त **चौरासी** भए, अब नाम तिनके उच्चरों । ३
अब श्रीहरसानी दासदामोदर, कहों हों एक प्रथम ही ।
कृष्णदास मेघन गायके, सुखपाय के आनंद लहो । ४
कन्नोज के एक दासदामोदर, सँभलवार ही सुख लहों ।
एक पद्मनाभ विसाल प्रनि कवि, कोन को समता कहों । ५
रघुनाथ, तुलसां पार्वतीके, गुण कहो चित्त लायके ।
एक रामदासजी बडे भीतरिया, लसत रजो चायके । ६
तहां सेठ पुरुषोत्तम कहो, गोपाल बेटा रुकिमिनि ।
तहां सारस्वत एक रामदासजी, कहों अम्मा क्षत्राणी । ७
सुमरों गदाधरदास वेणीदास, माधवदासको ।
हरिवंस पाठक जानिए गजनधावन गोविंददासको । ८
जहां ब्रह्मचारी दास नारायण, महावनमे बसें ।
तहां सेठ दिनकरदास कायस्थ, दास दिनकर जग लसे । ९
कायस्थ मुकुंदही सुमरीएजु, मुकुंदसागर जिन कियो ।
कहिए जलोटा प्रभुदास ही, एक मन निश्चें हियो । १०
सिहनंदवासी भक्त उत्कट, भाट एक प्रभुदास है ।
क्षत्रीजु पुरुषोतमदास सोभित, राजघाट निवास है । ११
कायस्थ बरनों त्रिपुरदास ही भक्त रतन उदार है ।
जेमल पूरणमल्ल सोभित, यादवेन्द्रदास कुम्हार है । १२
के भट्ट माधो कास्मीरी, लिखि जिनि सुबोधिनी ।
बरनों गुसांइदास के गुण, दया सागर बर्द्धिनि । १३
पद्माजु रावल बरन हों, जोषी कहो पुरूषोत्तम ।
जगन्नाथ जोषी सुमिर हो, श्रीरामदासजी उत्तम । १४
गोविंद दुबे बडाली के, कृष्णदास अधिकारी कहो ।
प्रोहितजु मीरांबाई के भज रामदास ही सुख लहो । १५
बुलाजुमिश्र सारस्वत, एक रामानंद पंडित गनो ।
एक वैष्णव विष्णुदास छींपा, जीयादास कृपा घनो । १६
भगवानदास सीथोत्तरा, कवीराज भाट बडें भए ।
लघु एक पुरूषोत्तमदास महामति, धीरज अनवसर सहे । १७
अब कहों श्रीगोपालदासजी नरोडा जाके छंद है ।
ओर क्षत्री एक जु सेठ चोपडा, जनार्दन आनंद हैं । १८
श्रीमदनगोपाल प्रकट नारायण, मदन ही में अवतरे ।

× × ×

गरुडस्वामी परम कहिए, देवा कपुर बिराजही ।
श्रीललितलाल त्रिभंग मूरत, मोद सों जहां राजही । १९
क्षत्री कन्हैयाशाल नरहरीदास, ब्राह्मण बरनिए ।
श्लोक उत्तमदास कही, हरीदास पुष्कर्णा कहीए । २०
सुनो अब चोहाण बडे एक रामदास कहावही ।
प्रथम बादरायण भट्ट जनार्दन पावही । २१
राजादुवे माधोदुवे द्वै विप्र उनके संग लसे ।
व्यास राणा दास पितांबर मुकुट मणि रसमय एसे । २२
गोपालदास ब्रजबासि, जटाधारी महा अनुभव झरे ।
गोरजा समराइ कहो, नंदलाल जिनपर ढरे । २३

---

+ આ પદની પ્રાચીનતમ એક પ્રતિ ગો૦ શ્રીવ્રજભૂષણલાલજી મહારાજ કાંકરોલીના નિજ-સંગ્રહમાં પ્રાપ્ત છે. તે અત્યંત જીર્ણ છે. આ પદને આજથી લગભગ ૬૦વર્ષ પૂર્વે મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે નામક અન્યાન્ય સમ્પ્રદાયવાળા પુસ્તકવિક્રેતાએ અમદાવાદથી "ધોળપદસંગ્રહ"નામના ગ્રંથમાં છપાવેલું છે.

कहिं सुर परमानंद छकड, वासुदेव बखाणिये।
बाबाजु वेणु कृष्ण जादवदासके, गुण गाइए। २४

भागो जु क्षत्राणि कहो. एक अच्युत आनंददास है।
दूजे जी अच्युतदास द्विजवर, हरिचरण विश्वास हैं। २५

आनंद विश्वंभरदास, श्यामसुतार के गुण गाईए।
बासी अडेल स ा निरंतर. सुंदर हरि मन लाइए। २६

दिवान ठठ्ठाको नारायणदास प्रगट लुवाण है।
माता कहिए सिंहनंद क्षत्राणी पुत्र वत्सल गान हैं। २७

कहे संतदास महा विरल आसक्त नित गिरिधरन सों।
आनंद जगतानंद द्विजवर दिनकर हरि शरण सो। २८

कुंभनदास महारसमत्त जिन प्रीत प्रभु सों सची।
कृष्णदास ग्वाल कहिंए, जिन गौ नाहर ते बची। २९

ए भक्त चोरासी भए, तब स्याम स्यामा गाइए।
बिनति मुंना '**अलीखानको**' व्रजवास कबधोंपाइए। ३०

अब जात दिन बीते सबे मेरी आस कब धों पुरहो।
के दीन या जगमांझ निशदिन त्रासहिमें घूमहो। ३१

ये भक्त जन सों हेत ताहो छिन तुम्हे जानही।
जब दीनको गिरिराज वृंदाविपुनके मुख्य सान ही। ३२

**૨ શ્રી ગોકુલનાથજી રચિત ૮૪ વૈષ્ણવોની સંસ્કૃત નામાવલી**— આ 'નામાવલી'ને પૂર્વે સમ્પૂર્ણ રૂપથી ઉધ્ધૃત કરવામાં આવી છે. એનાથી ઉક્તપદના નામોની સારી રીતે પુષ્ટિ થાય છે.

ઉક્ત ચોરાશી વૈષ્ણવોમાંના મુખ્ય મુખ્ય અને પ્રસિધ્ધ પ્રસિધ્ધ નામોના ઉલ્લેખો તત્કાલીન અન્ય પ્રાચીન ગ્રંથોમાં પણ આ રીતે પ્રાપ્ત થાય છે

**૧ યદુનાથ દિગ્વિજય**×— આ ગ્રન્થનો પરિચય પૂર્વે આપવામાં આવ્યો છે. આ ગ્રન્થમાં નિમ્નાંકિત વૈષ્ણવોનાં નામો પ્રાપ્ત છે.

૧ દામોદરદાસ હરસાની, ૨ કૃષ્ણદાસ મેઘન, ૩ નરહરયતિ, ૪ નારાયણદાસ દિવાન, ૫ દામોદરદાસ સંભરવાલા, ૬ શેઠ પુરૂષોત્તમદાસ, ૭ સારસ્વત ભગવાનદાસ, ૮ નરહર ગોડિયા, ૯ રામદાસ, ૧૦ નારાયણદાસ કાયસ્થ, ૧૧ ભગવાનદાસ ભીતરિયા, ૧૨ રાજાદુવે માધોદુવે, ૧૩, એકક્ષત્રાણી મહાવન, ૧૪ સુંદરદાસ માધવદાસ, ૧૫ પદ્મનાભદાસ કનોજીયા, ૧૬, નારાયણદાસ બ્રહ્મચારી, ૧૭ કુંભનદાસ ગોરવા, ૧૮ રામદાસ પ્રોહિત, ૧૯ પૂર્ણમલ્લ ક્ષત્રી, ૨૦ ગજ્જનધાવન ક્ષત્રી, ૨૧ હરિવંશ પાઠક, ૨૨ સૂરદાસ સારસ્વત, ૨૩ કૃષ્ણદાસ અધિકારી, ૨૪ રામદાસ સાંચોરા, ૨૫ રામાનંદ પંડિત, ૨૬ પરમાનન્દ તથા કપૂરક્ષત્રી, ૨૭ કવિરાજ ભાટ, ૨૮ સન્તદાસ ક્ષત્રી, ૨૯ ગોપાલદાસ, ૩૦ ગંગાબાઈ ક્ષત્રાણી, ૩૧ ઉત્તમશ્લોકદાસ, ૩૨ અમ્માક્ષત્રાણી, ઇત્યાદિ.

૨ **સંસ્કૃતવાર્તા-મણિમાલા**— *આ ગ્રન્થની રચના શ્રીનાથભટ્ટ મઠપતિ દ્વારા થયેલી છે. હજુસુધી એમ મનાતું હતું કે એમની ઉપસ્થિતિ વિ. સં. ૧૭૨૪માં હતી અતઃ તે ઘણું કરીને શ્રીગોકુલનાથજીના

---

×આ ગ્રન્થનો ઉલ્લેખ સં, ૧૭૨૯માં રચાયેલ "કલ્પદ્રુમ"માં પ્રાપ્ત છે તેમજ આ ગ્રન્થની પ્રાચીન ચાર પ્રતો પણ મારા જોવામાં આવી છે તેમાં સહુથી વિશેષ પ્રાચીન લગભગ ૨૦૦ વર્ષ ઉપરની એક પ્રતિ મથુરામાં શ્રીગોપાલલાલજી મહારાજના સંગ્રહમાં છે બીજી લગભગ ૧૦૦ વર્ષ જેટલી પ્રાચીન એક પ્રતિ નાથદ્વારાના સંગ્રહમાં છે ત્રીજી ૧૯૬૦ માં ગો. શ્રી બાલકૃષ્ણલાલજી મહારાજ કાંકરોલીના શ્રીહસ્તે લખાયલી એક પ્રતિ કાંકરોલી સરસ્વતી ભંડારમાં છે અને ચોથી ૧૯૪૦ લગભગની લખેલી પ્રતિ કામવનના ભંડારમાં છે એમ સુચના મળી છે. તે ઉપરાંત નડીયાદના વલ્લભ ચરિત્રના લેખક લલ્લુભાઇ જજને પણ આની કેટલીક પ્રતો પ્રાપ્ત થઈ હતી જેનો ઉલ્લેખ "વલ્લભ ચરિત્રમાં" તેમણે કર્યો છે.

* આ ગ્રન્થની બે હસ્તલિખિત પ્રતિઓ કાંકરોલી વિદ્યાવિભાગ સરસ્વતી ભંડારમાં ઉપલબ્ધ છે. શ્રીનાથમઠપતિ શ્રીગુસાંઇજીના સેવક હતા તેના અનુસંધાનમાં તેમનું આ પદ અત્રે દ્રષ્ટવ્ય છે.—

**प्रगटे श्री विठ्ठल व्रजके नाथ।**
**पंच शब्द धुनि बजत बधाई निजजन भये सनाथ।**
**मंगल कलस लिए व्रज भामिनि गावत गीत सुगाथ।**
**सकल मनोरथ भये 'नाथ' के निजपद धरेजु माथ।**

આમનાં શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઈજી સિવાયનાં શ્રીગોકુલનાથજી આદિ કોઇ પણ બાળકોનાં પદ મળતાં નથી. એમનાં લીલા વિષયક બહુ સુંદર કવિતો પણ પ્રાપ્ત થયાં છે. એમની 'મણિમાલા'માં શ્રીગોકુલનાથજીનું નામ પણ નથી.

સમકાલીન હતા પરંતુ હવે તેમનાં મળી આવતાં પદોથી તેઓ શ્રી ગુંસાઇજીના સેવક હતા એમ નિશ્ચિત થાય છે તેથી તેમની આ "મણિમાલા" મૂળ પ્રસંગાત્મક વાર્તાઓના અનુવાદરુપ હોઇ વિશેષ પ્રાચીન અને પ્રામાણિક ઠરે છે. એમણે પૂર્વોક્ત પ્રસંગાત્મક વાર્તાઓનો સંસ્કૃતમાં અનુવાદ કર્યો છે, તેમાં ૮૪, ૨૫૨ તેમજ નિજવાર્તા આદિના પણ અનેક પ્રસંગો આ પ્રકારે પ્રાપ્ત છે—

૧ દામોદરદાસ હરસાની શ્લોક ૮૭, ૨ કૃષ્ણદાસ મેઘન શ્લોક ૧૦૫, ૩ દામોદરદાસ સંભલવારે ૧૦૫ થી ૨૦૫, ૪ પદ્મનાભદાસ, તુલસાં, ૬ પારવતી, ૭ રઘુનાથદાસ ૮ રજો, ૯ પુરૂષોત્તમદાસ શેઠ કાશી. ૧૦ રૂક્મણી, ૧૧ રામદાસ, ૧૨ ગદાધરદાસ, ૧૩ વેણી માધવદાસ, ૧૪ અમ્માક્ષત્રાણી, ૧૫ હરિવંશ પાઠક ૧૬ ગોવિંદદાસ ભલ્લા, ૧૭ નારાયણદાસ બ્રહ્મચારી, ૧૮ દિનકરદાસ ક્ષત્રી, ૧૯ મુકુન્દદાસ, ૨૦ પ્રભુદાસજલોટા ૨૧ કૃષ્ણદેવરાજા. ૨૨ મહાવનનીક્ષત્રાણી, ૨૩ દેવાકપૂર, ૨૪ પુરૂષોત્તમદાસ,卐 ૨૫ ત્રિપુરદાસ કાયસ્થ, ૨૬ પૂર્ણમલ્લ, ૨૭ યાદવેન્દ્ર કુંભાર. ૨૮ ગુસાંઇદાસ, ૨૯ પદ્મારાવલ, ૩૦ માવજી પટેલ, ૩૧ નરહરી સંન્યાસી, ૩૨ વેણી કોઠારી卐 ૩૩ ભાઇલાલ કોઠારી,卐 ૩૪ હરજીકોઠારી,卐 ૩૫ ગોપાલદાસ,卐 ૩૬ સુન્દરદાસ ૩૭ માધોદાસ, ૩૮ પુરૂષોત્તમ જોષી, ૩૯ જગન્નાથ જોષી, ૪૦ નરહરિ જોષી, ૪૧ રાણાવ્યાસ. ૪૨ નરહરિ જોષી (બીજો પ્રસંગ) ૪૩ મહીધર (બીજો પ્રસંગ), ૪૪ જગન્નાથ જોષી (બીજો પ્રસંગ) ૪૫ રાણાવ્યાસ (બીજો પ્રસંગ) ૪૬ રામદાસ સાંચોરા ૪૭ ગોવિન્દ દુબે સાંચોરા. ૪૮ અધિકારી કૃષ્ણદાસ, ૪૯ રામદાસ, મીરાંકે પ્રોહિત, ૫૦ ભુલામિશ્રસારસ્વત, ૫૧ રામાનન્દ પંડિત, ૫૨ વિષ્ણુદાસ છીંપા, ૫૩ જીવદાસ કપુરક્ષત્રી, ૫૪ ભગવાનદાસ સાંચોરા, ૫૫ રાજાદુબે માધોદુબે, ૫૬ ગોરજા સમરાઇ, ૫૭ પરમાનન્દદાસ, ૫૮ સૂરદાસ-(અષ્ટ છાપના) ૫૯ બાબા વેણુ, કૃષ્ણદાસ ઘઘરી, જાદો ખવાસ, ૬૦ વાસુદેવદાસ છકડા, ૬૧ હનુમાનજીની વાર્તા (પ્રભુચરિત્ર ચિંતામણી વાળી) ૬૨ દામોદરદાસ (બીજો પ્રસંગ), ૬૩ હરિવંશ卐 ૬૪ ગોપીનાથજીનો પ્રસંગ, ૬૫ અવધૂતદાસ તથા નરહરિ, ૬૬ મધુસૂદનદાસ ગૌડ卐 ૬૭ પુનીવાલી બ્રાહ્મણી, ૬૮ આનન્દદાસ વિશ્વંભરદાસ, ૬૯ એક બ્રાહ્મણી, ૭૦ શ્યામદાસ સુથાર ૭૧ નારાયણદાસ લુવાણા, ૭૨ પ્રભુદાસ ભાટ ૭૩ નારાયણદાસ દિવાન,卐 ૭૪ યદુનાથદાસ ક્ષત્રી卐 ૭૫ અન્યમાર્ગીય કો મિત્ર એક વૈષ્ણવ. ૭૬ માધવભટ્ટ કાશ્મીરી ૭૭ રૂપચંદનંદા,卐 ૭૮ ગોકુલની એકકનું ચરિત્ર, ૭૯ એક બ્રાહ્મણી ૮૦ ભગવાનદાસ ૮૧ પરદાવાલી રાની, ૮૨ દામોદરદાસની માતા ૮૩ સિંહનંદ ક્ષત્રાણી, ૮૪ ઉત્તમશ્લોકદાસ, ૮૫ અચ્યુતદાસ બ્રાહ્મણ, ૮૬ કન્હૈયાલાલ ક્ષત્રી ૮૭ રામદાસ ચૌહાણ ૮૮ બાદરાયણદાસ પુષ્કરણા ૮૯ કૃષ્ણદાસ બ્રાહ્મણ, ૯૦ જ્ઞાનચંદ卐 ૯૧ હરિદાસ卐 ૯૨ માણેકચન્દ,卐 ૯૩ જગતાનન્દ, ૯૪ શ્રીપુરૂષક્ષત્રી, ૯૫ કવિરાજ ભાટ લઘુ પુરૂષોત્તમ, ૯૬ જનાર્દન ચોપડા, ૯૭ ગડુસ્વામી. ૯૮ નારાયણદાસ ૯૯ ગોપાલદાસ જટાધારી ૧૦૦ વિઠ્ઠલદાસ,卐 ૧૦૧ જયમલરાજા,卐 ૧૦૨ હરિદાસ બનિયા,卐 ૧૦૩ માધોદાસ ભટ્ટ નાગર (પૃથક) ૧૦૪ કાયસ્થ વિરક્ત ૧૦૫, કૃષ્ણદાસ કાયસ્થ, ૧૦૬ જનાર્દનદાસ ગોપાલદાસ, ૧૦૭ સન્તદાસ, ૧૦૮ કૃષ્ણદાસી, નરહરી (બીજા પ્રસંગ)卐 ૧૦૯ વેણીકોઠારી (બીજો પ્રસંગ) ૧૧૦ ગોપાલદાસ. ૧૧૧ એક વ્રજવાસીની વહુ ૧૧૨ નાગજી ભટ્ટ卐 ૧૧૩ રૂપમુરારીદાસ,卐 ૧૧૪ માધવદાસ કાબુલ,卐 ૧૧૫ ગોપીનાથ ગ્વાલ (બી. પ્રસંગ) ૧૧૬ પાથો ગુજરી (પૃથક,) ૧૧૭ સ્માર્ત બ્રાહ્મણ,卐 ૧૧૮ ચન્દનવાલે વૈષ્ણવ,卐 ૧૧૯ ગણેશવ્યાસ.卐 ૧૨૦ ગોવિન્દસ્વામી.卐 ૧૨૧ કાન્હબાઇ,卐 ૧૨૨ અલીખાન,卐 ૧૨૩ જનાર્દનદાસ, ૧૨૪ સદુપાંડે ૧૨૫ મિશ્રીવાળો બ્રાહ્મણ ઇત્યાદિ–

૩ **ભક્તમાલ**–આ ગ્રન્થની રચના 'નાભાજી' દ્વારા થયેલી છે. એમાં ૮૪, ૨૫૨ માંના પ્રસિદ્ધ પ્રસિદ્ધ વૈષ્ણવોનાં નિમ્નાંકિત નામો પ્રાપ્ત છે—

૧ સૂર, ૨ પરમાનન્દ, ૩ કૃષ્ણદાસ અધિકારી, ૪ અવધૂતદાસ, ૫ કટહરિયા,卐 ૬ ચાચા (હરિવંશ) 卐 ૭ કુંભનદાસ, ૮ બ્રહ્મદાસ卐 ૯ ચતુર બિહારી,卐 ૧૦ ગોવિંદ卐 ૧૧ પ્રિય દયાલ,卐 ૧૨ રાજા આશકરણ,卐 ૧૩ ભીષ્મ,'卐 ૧૪ રઘુનાથ ૧૫ ગોપીનાથ卐 ૧૬ યદુનંદન,卐 ૧૭ ભગવાનદાસ,卐 ૧૮ મુકુન્દ, ૧૯ ચત્ર-ભૂજ,卐 ૨૦ વિષ્ણુદાસ. ૨૧ ગદા,卐 ૨૨, ઇશ્વર, ૨૩ તુલસી卐 ૨૪ નંદદાસ,卐 ૨૫ જાડા કૃષ્ણદાસ,卐 ૨૬

卐 ૨૫૨ વૈષ્ણવોની વાર્તાનાં નામો છે :

પૃથ્વીસિંહ, ૨૭ રત્નાવલી,卐 ૨૮ છીત સ્વામી,卐 ૨૯ જન ભગવાન卐 ૩૦ શ્યામદાસ,卐 ૩૧ લાખા,卐 ૩૨ પ્રેમનિધિ,卐 ૩૩ કાન્હરદાસ,卐 ૩૪ રામરાય.

આ નામોમાં卐 આ ચિન્હ વાળાં નામો ૨૫૨ વૈષ્ણવો માંનાં છે જ્યારે અન્ય ચોરાશીમાંનાં છે.

૪ **શ્રી ગોકુલનાથજીનાં સ્ફૂટ વચનામૃતો**—૧ નાગજીભાઈ卐 ૨ ભાણુદાસ卐 ૩ માધોદાસ, ૪, રઘુનાથદાસ, ૫ રાઘવદાસ, ૬ જમનાદાસ,卐 ૭ દામોદરદાસ હરસાની, ૮ રૂપ મુરારી,卐 ૯ નારાયણ દાસ બ્રહ્મચારી ૧૦ રૂકમણી બાઈ કાશી ૧૧ કૃષ્ણસ્વામી, ૧૨ હરિવંશ,卐 ૧૩ પરમાનન્દ દાસ, ૧૪ ગોપાલ દાસ, ૧૫ વિષ્ણુદાસ છીંપા, ૧૬ નન્દદાસ,卐 ૧૭ ધ્યાનદાસ卐 ૧૮ રાણી દુર્ગાવતી,卐 ૧૯ રસખાન卐 ૨૦ નિહાલચંદ卐 ઇત્યાદિ.

ગ્રન્થની એક અપૂર્ણ પ્રતિ જે મને વ્રજમાંથી મળી છે અને જેનો લેખન સમય શ્રી ગોકુલેશજીના પુત્ર શ્રી વિઠ્ઠલેશ રાયજીની ઉપસ્થિતિ કાલનો અર્થાત્ વિ. સં. ૧૭૦૦ની આસપાસનો છે તેમાંથી આ નામો ઉધ્ધૃત કરવામાં આવ્યાં છે.卐 ચિન્હ વાળાં નામો ૨૫૨ પૈકીનાં છે.

૫ **શ્રીવર વાક્યામૃતરસ રત્ન કોષ**—આ ગ્રન્થ શ્રી ગોકુલનાથજીના વચનામૃતના બૃહદ સંગ્રહ રૂપ છે. એમાં વાર્તાઓનાં નિમ્નાંકિત નામો પ્રાપ્ત છે—આ ગ્રન્થ અપૂર્ણ રૂપથી કાંકરોલી સરસ્વતી ભંડારમાં ઉપલબ્ધ છે. તેનો વિશેષ પરિચય વિ. સં. ૨૦૦૦ ના વર્ષના દિવ્યાદર્શના અંકોમાં આપવામાં આવ્યો છે તેમાં卐 આ ચિન્હ વાળા પ્રાપ્ત નામો ૨૫૨ નાં છે—

ગ્રન્થમાં આવેલાં નામો પૈકીના મુખ્ય નામો આ છે—

૧ અલિખાન,卐 ૨ ૨ બેટી ખાનજાદી,卐 ૩ ધ્યાનદાસ,卐 ૪ ગોવિંદસ્વામી,卐 ૫ ચાચાજી,卐 ૬ ગોવિંદ દુવે, ૭, દિનકર શેઠ ૮ પ્રભુદાસ જલોટા ૯ વત્સા ભટ્ટ, ૧૦ દામોદર ૧૧ સૂરદાસજી, ૧૨ રાણા વ્યાસ, ૧૩ જગન્નાથ જોશી, ૧૪ નાગજી ભાઈ, ૧૫ દામોદરદાસ સંભલવાળા, ૧૬ પુરૂષોત્તમદાસ સેઠ, ૧૭ ચન્દા બાઈ卐 ૧૮ પરમાનંદદાસજી વિગેરે.

૬ **પરમાનંદ સાગરની એક પ્રાચીન પ્રતિ** -આ પ્રતિ વિ. સં.૧૬૬૦ ની આસપાસ લખાયલી છે. તેમાં પ્રારંભમાં "શ્રીગિરિધરલાલોવિજયતુ" એમ લખેલું છે. આ શ્રીગિરિધરલાલ તે શ્રીગુસાંઇજીના પ્રથમ પુત્ર હતા. અને તેમના જ સેવક દ્વારા આ પુસ્તક લખાયલું છે. એની પુષ્ટિ તે ગ્રન્થના અન્તમાં આપેલા આ ઐતિહ્ય ઉલ્લેખથી થાય છે—

"બાદરાયણ પુષ્કરના મોરબીમાં રહેતા જેણે દ્વારકા મધ્યે શ્રીઆચાર્યજીને શ્રીમુખે માસ ૧૩ તાંઈ શ્રીભાગવત સાંભળ્યું. તેહનો દિકરો લક્ષ્મીદાસ શ્રીગુસાંઈજીના સેવક; લક્ષ્મીદાસની માતા બાઈ ભંભી શ્રી આચાર્યજીની સેવક, શ્રીઅક્કાજીની દ્વારકામાં પરચારકી કરતાં તે, લક્ષ્મીદાસના બેટા હરજીવન તથા દામજી નગરમાં રહે છે." 卐

આ ઉદ્ધરણથી શ્રીમહાપ્રભુના ૮૪માંના સેવક બાદરાયણદાસના વંશની ત્રણ પેઢીનો પરિચય મળી રહે છે. બાદરાયણદાસની ત્રીજી પેઢીમાં હરજીવન તથા દામજી નગર (જામનગર)માં આ પુસ્તક લખાયું ત્યારે રહેતા હતા. એમ "રહે છે" એ વર્તમાન કાલની ક્રિયાથી સ્પષ્ટ થઈ જાય છે. એથી શ્રીમહાપ્રભુજીની ત્રીજી પેઢીએ શ્રીગિરિધરજી આવતા હોઈ આ પુસ્તક તેમના આચાર્યકાલમાં તેમના જ કોઈ સેવક દ્વારા લખાયલું છે એમ નિશ્ચિત થાય છે માટે જ "શ્રીગિરિધરલાલોવિજયતુ" એમ પ્રારંભમાં લખેલું પ્રાપ્ત થાય છે.

આ ગ્રન્થમાં ૮૪ વાર્તામાંના નિમ્માંકિત વૈષ્ણવોનો સંક્ષિપ્ત પરિચય અપૂર્ણ સૂચી રૂપથી આપવામાં આવ્યો છે-૧ કૃષ્ણદાસ મેઘન ૨ દામોદરદાસ ક્ષત્રી હરસાનીયા ૩ મોટા રામદાસજી ૪ રામાનંદ પંડિત થાનેશ્વરના ૫ ગજ્જનધાવન ૬ ગોવિંદદાસ ભલ્લા ૭ માધવદાસ ૮ રામદાસ ૯ કૃષ્ણદાસ અધિકારી ૧૦ પદ્મનાભદાસ ૧૧ દામોદરદાસ ૧૨ નરહરિદાસ ૧૩ પ્રભુદાસ ભાટ ૧૪ સન્તદાસ ઇત્યાદિ.

---

卐 આ ગ્રન્થ કાંકરોલી સરસ્વતી ભંડારમાં પ્રાપ્ત છે. એને મેં તથા પાટણના ઈતિહાસવેત્તા શ્રીયુત રામલાલ મોદી આદિએ જાતે જોયેલ છે. શ્રીયુત મોદી એ ઉક્ત ઉધ્ધરણ ઉપર એક લેખ પણ "અનુગ્રહ"માં આપેલ છે.

**પ્રાકટ્ય સિદ્ધાંત***—આ ગ્રન્થ ચતુર્થ પુત્ર શ્રી ગોકુલનાથજીના સેવક ગોપાલદાસ વ્યારા વાળાનો રચેલો છે. તેનો સમય વિ. સં. ૧૭૧૦ની આસપાસનો છે. તેમાં ૮૪, ૨૫૨માંના વૈષ્ણવોનાં નિમ્નાંકિત નામો થોડાક પરિચયની સાથે પ્રાપ્ત છે.

૧ દામોદરદાસ હરસોની, ૨ કૃષ્ણદાસ મેઘન, ૩ રામદાસ ૪ જીવણદાસ, ૫ શેઠ દીનકરદાસ, ૬ પ્રભુદાસ જલોટા, ૭ કવિરાજ ભાટ, ૮ પ્રભુદાસ ભાટ, ૯ અચ્યુતદાસ, ૧૦ ગોવિંદદાસ, ૧૧ ગોપાલદાસ ઇટોડા ૧૨ ગોપાલદાસ ૧૩ બાબાવેણુ, ગગરી, કૃષ્ણદાસ આદિ ૧૪ વિઠ્ઠલદાસ ૧૫ માધોદાસ ૧૬ ગોરજા સમરાઇ ૧૭ કાન્હરદાસ, ૧૮ નરહરિ ૧૯ રાઘવદાસ ૨૦ ગદાધર ૨૧ ગુંસાઇદાસ ૨૨ વાસુદેવ છકડા ૨૩ રામાનંદ પંડિત, ૨૪ જગન્નાથ, ૨૫ વિષ્ણુદાસ છીંપા ૨૬ ગોવિંદ દુવે ૨૭ માધો દુવે ૨૮ નરહર જોશી ૨૯ નારાયણદાસ, ૩૦ જગન્નદાસ જોષી, ૩૧ જોષી ની માતા, ૩૨ નરહરિદાસ, ૩૩ જોષી પુરૂષોતમ ૩૪ કૃષ્ણભટ્ટ, ૩૫ ૩૬ રાજાદુવે, ઉત્તમશ્લોકદાસ, ૩૭ રાણાવ્યાસ, ૩૮ રામદાસ, ૩૯ મુકુંદદાસ, ૪૦ પદ્મારાવલ, ૪૧ દામોદર સંભરવાલા, ૪૩ પદ્મનાભકન્નોજીયા ૪૩ તુલસાં, ૪૪ રઘુનાથ ૪૫ પાર્વતી, ૪૬ શેઠ પુરૂષોત્તમદાસ ૪૭ રૂકમણી, ૪૮ ગોપાલદાસ, ૪૯ રામદાસ સારસ્વત, ૫૦ હરિવંશ પાઠક, ૫૧ વેણીદાસ માધોદાસ, ૫૨ જનાર્દનદાસ, ૫૩ રજોક્ષત્રાણી, ૫૪ પૂરણમલ્લ, ૫૫ પુરૂષોત્તમદાસ સ્ત્રીપુરૂષ, ૫૬ ગજ્જનધાવન ૫૭ ભગવાનદાસ, સારસ્વત, ૫૮ બુલામિશ્ર, ૫૯ અમ્માક્ષત્રાણી, ૬૦ વિશ્વંભરદાસ, ૬૧ ત્રિપુરદાસ, ૬૨ રામદાસ, ૬૩ બાદરાયણ દાસ, ૬૪ બડારામદાસ, ૬૫ નરહરિદાસ, ૬૬ રામદાસ, ૬૭ માધવભટ્ટ, ૬૮ વત્સાભટ્ટ ૬૯ નારાયણદાસ બ્રહ્મચારી ૭૦ નરહર ગોડિયા, ૭૧ સૂરદાસ ૭૨ પરમાનંદ, ૭૩ જાદવેંદ્ર સુતાર. ૭૪ શ્રભટ્ટ સનોઢીયા ૭૫ સદુ, નરો ઇત્યાદિ.

શ્રીગોકુલનાથજીના સેવક હોવાના સંબંધે ગોપાલદાસના ઉક્ત કથનોનો સંબંધ શ્રીગોકુલનાથજીના પ્રત્યક્ષ અને પરોક્ષ વચનોથી રહેવો સંભવ છે. જેમકે કવિ સ્વયં કહે છે કે—"મેં લખ્યું છે શ્રીમહાપ્રભુના વચનને અનુસાર."

અતઃ તેમના કહેલાં નામોના વિશ્વસ્તતા સમજી શકાય તેમ છે. બીજી રીતે પણ તે નામોની પુષ્ટિ શ્રીગોકુલેશ પ્રભૃતિનાં પૂર્વોક્ત વચનોથી પણ થાય છે એથી તેમાં સંદેહ રહેતો નથી.

ઉક્ત નામોની ઐતિહાસિક પુષ્ટિમાં હવે અત્ર તેમના વંશ વસ્તુ રચનાદિનો પરિચય આપવામાં આવે છે.

**૧ દામોદરદાસ હરસાણી**—એ શ્રીવલ્લભાચાર્યજીના પ્રથમ અને મુખ્ય સેવક હતા. એમનો ઉલ્લેખ શ્રીગુસાંઇજીએ "શૃંગારરસ મંડન" નામની પોતાની સંસ્કૃત રચનામાં આ રીતે કર્યો છે—यस्मात् सहायमुनो दामोदरदास ......"

તદતિરિક્ત તેમના પદો અને ખેડકો આદિ પણ સમ્પ્રદાયમાં પ્રસિદ્ધ છે. તે ઉપરાંત સિકંદર લોદી દ્વારા આચાર્યશ્રીના લેવાયલા પ્રાચીન ચિત્રમાં પણ આ ચિત્ર છે.

૨ **કૃષ્ણદાસ મેઘન**—કૃષ્ણદાસના નામનો ઉલ્લેખ સ્વયં શ્રીવલ્લભાચાર્યજીએ બદ્રીકાશ્રમના પ્રોહિતને આપેલ વૃત્તિપત્રકમાં આ રીતે કર્યો છે:—

त्रिद्वद्भिः किल कृष्णदासैक मुखैः शिष्यैरनेकै र्वृतः ।
सोहं श्रीबदरीवनान्तमगमं शुक्रे शाकाब्दे तथा ।
देवाम्भः पति भू मिते सह नरनारायणं वीक्षितुं ।
तत्र व्यासमुनीश संहतिरभूदाकस्मिकी मे शुभा ।।

તદુપરાંત ઉક્ત ચિત્રમાં પણ તેમનું ચિત્ર પ્રાપ્ત છે. ૩. **દામોદરદાસ સંભરવાલા**—એમના આરાધ્ય શ્રી. દ્વારકાધીશજી આજ કાંકરોલીના તૃતીય ગૃહમાં વિદ્યમાન છે. એમનો વિશેષ પરિચય 'શ્રી દ્વારકાધીશની

* આ ગ્રન્થનું ત્રીજું ચોથું માંગલ્ય અનુગ્રહ ગ્રન્થ ૪ અંક ૧-૨માં પ્રકાશિત થયું છે. એમાં નિજવાર્તા આદિના પણ ઘણા પ્રસંગો પ્રાપ્ત છે.

ગોપાલદાસનો રચેલો એક તત્ત્વાર્થબોધ નામનો ગ્રંથ પણ મારા જોવામાં આવ્યો છે. તે ગુજરાતી ગદ્યભાષામાં છે તેમાં પણ શ્રી મહાપ્રભુ આદિ ના ઘણા સેવકોનાં નામો પ્રાપ્ત થાય છે.

પ્રાકટ્ય-વાર્તા' (કાંકરોલીથી પ્રકાશિત)માં મળી રહે છે. ૪ **પદ્મનાભદાસ**—એમના આરાધ્ય શ્રી મથુરાધીશજી આજ કોટાના પ્રથમ ગૃહમાં વિદ્યમાન છે. એમના રચેલાં અનેક પદો સમ્પ્રદાયમાં પ્રાપ્ત છે. ૫ **તુલસા**—એમના આરાધ્ય છોટા મથુરેશજી આજ કોટામાં વિદ્યમાન છે. ૬ **રજો**—એમના આરાધ્ય શ્રી બાલકૃષ્ણજી આજ મુંબઈમાં વિદ્યમાન છે. ૭ **પુરૂષોત્તમદાસ**—એમનું ઘર કાશીમાં વિદ્યમાન છે. ત્યાં શ્રી મહાપ્રભુજીની બેઠક પણ છે. એમના ઠાકુરજી શ્રી મદનમોહનજી ગોકુલના કટરાવાળા મંદિરમાં બિરાજે છે. * **રૂકમણિ**—એમનો ઉલ્લેખ શ્રી ગોકુલનાથજીના વચનામાં પ્રાપ્ત છે. ૯ **ગોપાલદાસ**—એમની 'લલના' નામક રચનાઓ સમ્પ્રદાયમાં પ્રાપ્ત છે. ૧૦ **રામદાસ**—એમના આરાધ્ય શ્રી નવનીતપ્રિયાજી આજ શ્રીગોકુલમાં 'રાજા ઠાકુર'ના નામથી વિદ્યમાન છે. ૧૧ **ગદાધરદાસ કપિલ**—એમના આરાધ્ય શ્રી મદનમોહનજી આજ જામનગરમાં વિદ્યમાન છે. તદુપરાંત એમના 'શ્રી ગોવિંદ પદ પલ્લવ શિર પર બિરાજમાન' આદિ પદો પણ પ્રાપ્ત છે. ૧૨ **માધવદાસ**—એમના આરાધ્ય શ્રી બાલકૃષ્ણજી આજ શ્રીગોકુલમાં વિદ્યમાન છે. તદુપરાંત એમણે સમર્પેલી મોતીની માળા, જેનો વાર્તામાં ઉલ્લેખ છે તે આજ 'માધવદાસ'ના નામથી જ શ્રીનાથદ્વારામાં શ્રીનવનીતપ્રિયજીને ત્યાં પ્રસિદ્ધ છે. ૧૩ **હરિવંશ પાઠક**—એમના આરાધ્ય શ્રી નવનીતપ્રિયજી આજ કોટામાં વિદ્યમાન છે. ૧૪ **ગોવિંદદાસ ભલ્લા**—એમના આરાધ્ય શ્રી મથુરાનાથજી આજ કાંકરોલીમાં વિદ્યમાન છે. ૧૫ **અમ્મા ક્ષત્રાણી**—એમના આરાધ્ય શ્રી બાલકૃષ્ણજી શ્રી નાથદ્વારામાં નવનીતપ્રિયજીની પાસે બિરાજે છે. ૧૬ **ગજ્જનધાવન**—એમના આરાધ્ય શ્રી નવનીતપ્રિયજી શ્રીનાથદ્વારામાં વિદ્યમાન છે. ૧૭ **નારાયણદાસ બ્રહ્મચારી**—એમના આરાધ્ય શ્રી ગોકુલચન્દ્રમાજી આજ કામવનમાં પાંચમા ગૃહમાં બિરાજે છે. ૧૮ **જીયદાસ ક્ષત્રી**—એમના આરાધ્ય શ્રી લાડલેશજી આજ બરહાનપુરમાં વિદ્યમાન છે. ૧૯ **દેવાકપૂર**—એમના આરાધ્ય શ્રી લલિતત્રિભંગીજી આજ મુંબઈમાં બિરાજે છે. ૨૦ **મુકુન્દદાસ કાયસ્થ**—એમની 'મુકુન્દસાગર' નામની રચના છે. (હજુ સુધી આ રચનાની એક જ લીટી 'વાર્તા' દ્વારા પ્રાપ્ત થઈ છે. તે લીટી આ છે. 'स्वामी सों निज अर्थ हि चाहें, निंदन भक्ति अवगाहें ।') ૨૧ **પ્રભુદાસ જલોટા**—એમના આરાધ્ય શ્રીમદનમોહનજી શ્રીગોકુલમાં વિદ્યમાન છે. ૨૨ **ત્રિપુરદાસ કાયસ્થ**—એમની રચના સમ્પ્રદાયમાં પ્રાપ્ત છે. ૨૩ **ગુસાંઈદાસ**—એમના આરાધ્ય શ્રી.મદનમોહનજી જતીપુરામાં વિદ્યમાન છે. ૨૪ **માધોભટ્ટ**—એમના હાથની લખેલી શ્રીસુબોધિની સમ્પ્રદાયમાં પ્રાપ્ત છે. તદુપરાંત તત્કાલીન ઉક્ત પ્રાચીન ચિત્રમાં તેમનું પણ ચિત્ર પ્રાપ્ત છે. ૨૫ **ગોપાલદાસ**—વાંસવાડાના, એમના આરાધ્ય શ્રીમદનમોહનજી શ્રીગોકુલમાં છે. ૨૬ **પદ્મારાવલ**—એમના આરાધ્ય "શ્રીઅષ્ટભૂજનજી" વીરમગામમાં વિદ્યમાન છે. ૨૭ **જગન્નાથ જોષી**—એમનું ઘર તથા એમના શ્રીઠાકુરજી તેમના વંશના હસ્તગત ખેરાલુ-ગુજરાતમાં છે. ૨૮ **નરહર જોષી**—એમનું ઘર તેમજ એમનો વંશ વિદ્યમાન છે. ૨૯ **બાબાવેણુ**—એમના આરાધ્ય શ્રીકલ્યાણરાયજી વડોદરામાં વિદ્યમાન છે. ૩૦ **કૃષ્ણદાસઘઘરી** એમનાં પદો સમ્પ્રદાયમાં પ્રાપ્ત છે. ૩૧ **જગતાનન્દ**—એમના સેવનીય શ્રીમદન મોહનજી શ્રી ગિરિરાજજીમાં વિદ્યમાન છે. ૩૨ **એકક્ષત્રાણી**-એમના આરાધ્ય શ્રી બાલકૃષ્ણજી શ્રી ગોકુલમાં છે. ૩૩ **એકક્ષત્રાણી**—એમના આરાધ્ય શ્રી બાલકૃષ્ણજી શ્રીજીદ્વારમાં છે. ૩૪ **ગોરજા સમરાઈ**– એમના આરાધ્ય શ્રી દામોદરજી જુનાગઢમાં છે. ૩૫ **કૃષ્ણદાસી**-એમની 'રૂકમણી મંગલ' તથા 'શરદનિશા' સમ્પ્રદાયમાં પ્રાપ્ત છે. ૩૬ **રામદાસજી** એમના પદ સમ્પ્રદાયમાં પ્રાપ્ત છે. ૩૭ **વિષ્ણુદાસ છીપા**—એમનાં પદ સમ્પ્રદાયમાં ગવાય છે. ૩૮ **જીવણદાસ ક્ષત્રી** એમનાં પદ સમ્પ્રદાયમાં પ્રાપ્ત છે. ૩૯ **ભગવાનદાસ હાજીપુર**—એમને ત્યાં આજ પણ શ્રી આચાર્યજીની બેઠક વિદ્યમાન છે. ૪૦ **અચ્યુતદાસ ગૌડ**—એમના આરાધ્ય 'શ્રી મદન મોહનજી' શ્રી નાથદ્વારામાં પ્રાપ્ત છે. ૪૧ **વીરબાઈ કાયસ્થ**—એમના આરાધ્ય 'શ્રી કપુરરાયજી' વડોદરામાં વિદ્યમાન છે. ૪૨ **લઘુપુરૂષોત્તમદાસ**—એમનાં કવિત્ત સમ્પ્રદાયમાં પ્રાપ્ત છે. ૪૩ **ગોપાલદાસ ક્ષત્રી**—એમનાં રચેલા 'ચોખરા' સમ્પ્રદાયમાં પ્રાપ્ત છે. ૪૪ **કનૈયાશાલ ક્ષત્રી**—એમનાં રચેલાં પદ સમ્પ્રદાયમાં પ્રાપ્ત છે. ૪૫

---

* સેવ્ય સ્વરૂપોની પ્રાકટ્ય વાર્તાના આધારે

**નરહરિદાસ ગોડિયા**— એમના આરાધ્ય શ્રી મદનમોહનજી કામવનમાં પ્રાપ્ત છે. ૪૬ **બાદરાયણદાસ—એમનો** વંશ મોરબીમાં વિદ્યમાન છે. ૪૭ **સદૂપાંડે—એમનું** ઘર તથા એમનો વંશ આન્યોરમાં વિદ્યમાન છે. એમને ત્યાં આચાર્યશ્રીની બેઠક પણ છે. ૪૮ **ગોપાલદાસ નરોડા** એમના ગુજરાતી ચોખરા તથા એમનું ઘર નરોડામાં વિદ્યમાન છે. ત્યાં આચાર્યશ્રીની બેઠક છે. ૪૯ **સૂરદાસ**—એમની અનેક રચનાઓ પ્રાપ્ત છે. ૫૦ **પરમાનંદદાસ**—એમનો પરમાનન્દ સાગર સમ્પ્રદાયમાં ઉપલબ્ધ છે. ૫૧ **કુંભનદાસ**—એમનો વંશ, તથા ઘર 'જમનાવતા'માં પ્રાપ્ત છે. એમની રચનાઓ પણ પ્રાપ્ત છે. ૫૨ **કૃષ્ણદાસ અધિકારી**—એમનું ઘર 'ચરોલા' ગુજરાતમાં પ્રાપ્ત છે. એમની રચનાઓ પણ ઉપલબ્ધ છે.

## ૨૫૨ વૈષ્ણવોના મુખ્ય મુખ્ય વ્યક્તિઓનાં પ્રાપ્ત ઐતિહ્ય સૂત્રો

૧ **નાગજીભાઇ** —એમના વંશમાં ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષર શ્રીયુત્ **કેશવહર્ષદ** અને **હરિહર્ષદરાય** ધ્રુવઆદિ હમણાં સુધિ વિદ્યમાન હતા. એમનું ઘર ગોધરામાં શ્રી ગુસાંઇજીની બેઠક રૂપથી પ્રસિદ્ધ છે. એમની અમુક સંસ્કૃત ઉત્કૃષ્ટ રચના પણ સમ્પ્રદાયમાં પ્રાપ્ત છે. ૨ **મહીધર દેસાઈ**—એમનું ઘર 'અલીણા' (ગુજરાત)માં શ્રી ગુસાંઇજીની બેઠકના નામથી પ્રસિદ્ધ છે. એમનો વંશ પણ વિદ્યમાન છે. ૩ **ભગવાનદાસ** ભિતરિયા—એમનાં પદ સમ્પ્રદાયમાં પ્રસિદ્ધ છે. ૪ **ગોવિંદ સ્વામી**-૫ **છીત સ્વામી**, ૬ **ચતુર્ભુજદાસ**, ૭ **ચતુર્ભુજ મિશ્ર** ૮ **ચતુર બિહારી**-૯ **નન્દદાસ**, ૧૦ **યદુનાથદાસ**-૧૧ **જ્ઞાનચંદ**, ૧૨ **ભૈયા રૂપમુરારી**,-૧૩ **રસખાન**-૧૪ ગોપાલદાસ **રૂપપુરી**-૧૫ **બ્રહ્મદાસ**,-૧૬ ગંગાબાઇ, ૧૭ **દયાલ**,-૧૮ **મેહાઢીમર**-૧૯ **રાજાભીમ**-૨૦ **ચતુર્ભુજ** દાસ,-(વાર્તા-સં. ૧૫૬), ૨૧ **ધોંધી**,-૨૨ **યાદવેન્દ્ર**-૨૩ મયુરામલ, ૨૪ **પર્વતસેન**,-૨૫ **સગુણદાસ**, ૨૬ **મોરારી આચાર્ય**,-૨૭ **અદ્ભુત દાસ**-૨૮ **તાનસેન**-૨૯ **પૃથ્વીસિંહ**,-૩૦ **ભગવાન હિત રામરાય**, ૩૧ **તુલસીદાસ સારસ્વત** (આદમા લાલજી; એમનો વંશ પણ છે) ૩૨ ઋષિ કેશ, ૩૩ જાડા **કૃષ્ણદાસ** આ સર્વેનાં પદો સમ્પ્રદાયમાં પ્રાપ્ત છે. તે ઉપરાંત- છીત સ્વામી—એમનો વંશ અને પદ પ્રાપ્ત છે. ૩૫ **કૃષ્ણભટ્ટ** એમના આરાધ્ય 'શ્રી બાલ કૃષ્ણજી' રાજકોટમાં વિદ્યમાન છે. ૩૬ ચાચા **હરિવંશજી**—એમનો ઉલ્લેખ શ્રી ગુસાંઇજીએ પૂર્વોક્ત "શૃંગાર રસ મંડન" માં કર્યો છે. ૩૭ **અલીખાન**—એમની રચનાઓ પ્રાપ્ત છે તથા તેમના સેવ્ય શ્રી ઠાકુરજી 'શ્રી મદનમોહનજી' મુંબાઈમાં છે. ૩૮ **કટહરીયા**-એમનાં પદ પ્રાપ્ત છે તથા શ્રી ઠાકુરજી શ્રી બાલકૃષ્ણજી મુંબાઇમાં છે. ૩૯ **ભાઈલા કોઠારી** તથા **હરજી કોઠારી**-એમનું ઘર 'અસારવા' માં શ્રી ગુસાંઈ જીની બેઠકથી પ્રસિદ્ધ છે. એમના શ્રી ઠાકુરજી શ્રી **શ્યામ લાલજી** અમદાવાદમાં તથા શ્રી મદનમોહનજી શ્રી ગોકુલમાં વિદ્યમાન છે એમની સંસ્કૃત રચના 'શ્રી ગુસાંઈ જીનાં સહસ્ર નામ' સમ્પ્રદાયમાં પ્રાપ્ત છે. ૪૦ **માણેકચંદજી**—એમનાં પદ પ્રાપ્ત છે તથા શ્રી ઠાકુરજી શ્રી 'બાલકૃષ્ણજી' શ્રી ગોકુલમાં બિરાજે છે. ૪૧ સૂરતના **સાહુકાર**ના બેટાની વહુ—એમના આરાધ્ય શ્રી વ્રજેશ્વરજી કોટામાં વિદ્યમાન છે. ૪૨ **વાઘાજી રાજપૂત**—એમના આરાધ્ય શ્રી મદન મોહનજી મુંબાઈમાં વિદ્યમાન છે. ૪૩ **અજબ કુંવર**—એમનું ઘર સિંહાડમાં છે જ્યાં સામ્પ્રત શ્રી ગોવર્ધનનાથજી બિરાજ માન છે.-૪૪ **દયા ભવૈયા**—એમના 'શ્રી મદનમોહનજી' વેરાવલમાં છે. ૪૫ **એક પટેલ** એમના આરાધ્ય 'શ્રીમદનમોહનજી' વેરાવલમાં છે. ૪૬ **એક વિરક્ત** (વાર્તા-સં. ૫૭) એમના શ્રી રૂપલાલજી શ્રી ઠાકુરજી નડિયાદમાં છે. ૪૭ **આશકરણ રાજા**-એમનાં પદ સમ્પ્રદાયમાં પ્રાપ્ત છે. એમના શ્રી મોહન અને નાગર ઠાકુરજી ક્રમશઃધોલકા અને મુંબાઇમાં છે. ૪૮ **એક વિરક્ત**—એમના શ્રી ઠાકુરજી શ્રીમદન મોહનજી અમદાવાદમાં છે ૪૯ **હતિતપતિત** એમના ઉલ્લેખો શ્રી વલ્લભાખ્યાન અને નંદદાસજી આદિનાં પદોમાં છે. ૫૦ **ખંડન બ્રાહ્મણ**—એમનો ઉલ્લેખ સગુણદાસાદિના પદોમાં છે. ૫૧ **જમનાદાસ**—એમના શ્રી ચન્દ્રમાલાલજી અમદાવાદમાં છે. ૫૨ **લાડ બાઈ ધાર બાઈ** એમના આરાધ્ય શ્રી ગોપાલ લાલજી કડી, (કાશી ?) માં વિદ્ય માન છે. ૫૩ **કૃષ્ણ સ્વામી**—

એમના માટે શ્રી ગુસાંઇજીએ બનાવેલો 'લલિતત્રિભંગી 'સ્તોત્ર ગ્રન્થ સમ્પ્રદાયમાં પ્રાપ્ત છે. ૫૪ દુર્ગાવતીરાણી —એમનો બનાવેલો 'સતઘરો' મથુરામાં પ્રાપ્ત છે. એમના સ્થાન ગઢા—જંબલપુરમાં શ્રી ગુસાંઇજીની બેઠક પણ છે.

ઉક્ત અતિશ પ્રસિદ્ધ સાધનો વડે ૮૪, ૨૫૨ વૈષ્ણવોના મુખ્ય મુખ્ય વ્યક્તિઓના નામોની ઐતિહાસકતા સિદ્ધ થઈ રહે છે. જે જે વૈષ્ણવોના શ્રી ઠાકુરજી, રચના ઘર અને વંશાદિ આજ પ્રાપ્ત છે તે બધાં સમ્પ્રદાયમાં પુષ્ટ રૂપથી એટલા બધાં પ્રસિદ્ધ છે કે તેના પ્રમાણોને અત્રે ઉધ્ધૃત કરવાની આવશ્યકતા રહેતી નથી. સમ્પ્રદાયના આચાર્ય વર્યોથી તે સ્વરૂપાદિ સર્વે સન્માનિત અને સેવનીય રૂપમાં આજ પણ પ્રાપ્ત છે. અતઃ તેની વિશેષ પુષ્ટિની અત્રે આવશ્યકતા નથી. આ સર્વેના ઉલ્લેખો સમ્પ્રદાયમાં પ્રાપ્ત થતી "શ્રી આચાર્યજી તથા શ્રી ગુસાંઇજીનાં સેવ્ય સ્વરૂપોની વાર્તાઓ" આદિમાં છે.

પૂર્વોક્ત પ્રકારે વાર્તાઓના વૈષ્ણવોની ઐતિહાસિકતાનું અવલોકન કર્યા બાદ હવે તેમના ચરિતાત્મક પ્રસંગો ઉપર વિચાર કરીએ. આ વિચાર કરતાં પૂર્વ અત્રે એ ધ્યાનમાં રાખવાનું છે કે પ્રત્યેક વાર્તાના વિવિધ પ્રસંગો પૃથક પૃથક સમયમાં પ્રચલિત થતા રહ્યા છે. અને શ્રી ગોકુલનાથજીએ તેને એક વાર્તારૂપે સંકલિત કર્યા છે. તેની સાથે પોતાને પ્રાપ્ત થયેલ આવશ્યક વિશેષ વૃત્તાંતોની તે તે વાર્તાઓમાં વૃદ્ધિ પણ કરી છે. આમ ૮૪, ૨૫૨ સંખ્યાત્મક વાર્તાઓના રૂપોનું શ્રી ગોકુલનાથજીએ નિર્માણ કરી તેને કથા રૂપથી પ્રચલિત કરેલ છે. એજ પ્રકારે શ્રી હરિરાયજીએ પણ વિશેષ ભાવ વર્ધક લીલા રહસ્યાદિની તેમાં વૃદ્ધિ કરી પોતાના સમયના દ્રષ્ટ એવંશ્રુત તેમજ અન્વેષણ દ્વારા વિશેષ પ્રાપ્ત કરેલ અન્ય પ્રસંગોનો પણ પોતાના દ્વિતીય સંસ્કરણમાં વિસ્તાર કર્યો છે. ઉભય સંસ્કરણ વાળી વાર્તાઓમાં તેના મૂળરૂપની સારી રીતે રક્ષા થયેલી છે× આમ પ્રત્યેક વાર્તા અને તેના એક એક પ્રસંગને ભિન્ન ભિન્ન સમજી તેના ઉપર વિચાર કરવો આવશ્યક છે. એથીજ તેની વાસ્તવિકતા સમજમાં આવી શકશે. વળી આ વાર્તાઓને પ્રત્યેકના સમ્પૂર્ણ જીવન-ચરિત્ર તરીકે પણ સમજી લેવાની નથી કેમકે તે પ્રસંગોના રૂપમાં જ કહેવાયલી અને લખાયલી છે. તે વાત પણ ધ્યાનમાં રાખવાની છે. અસ્તુ

વાર્તાઓમાં કહેલા પ્રસંગોમાં ઇતિહાસ, સિદ્ધાન્ત અને ભાવના એમ ત્રણ વિષયોનો સમાવેશ છે. અતઃ જે જે વિષયના જે જે પ્રસંગો હોય તે તે દૃષ્ટિએ તેને અવલોકવાં આવશ્યક છે.

વાર્તાઓમાં જે પ્રસંગો સામાન્ય સામ્પ્રદાયિક ઇતિહાસ, સિદ્ધાન્ત અને ભાવનાને સ્પષ્ટ કરનારા છે તે સર્વ સ્વીકાર્ય છે. અતઃ તેના ઉપર અત્રે વિશેષ વિચારની આવશ્યકતા રહેતી નથી. અહિં તો એ જ પ્રસંગો ઉપર વિચાર કરવામાં આવશે કે જે ઉક્ત ત્રિવિધ વિષયોમાંના કોઈ પણ વિષયની દૃષ્ટિએ વિરોધાભાસ રૂપ દેખાતા હોય.

અદ્યાપિ આધુનિક સમ્પ્રદાયેતર અને સામ્પ્રદાયિક વિચારકો દ્વારા વાર્તાઓ તેમજ તેના વિવિધ પ્રસંગો ઉપર જે શંકાઓ અને આક્ષેપો થયા છે તે આ રીતે પ્રાપ્ત છેઃ—

## સમ્પ્રદાયેતર વિચારકોની શંકાઓ અને આક્ષેપો

**(૧) હિન્દી સાહિત્ય કા ઇતિહાસ**—લેખક પં. રામચંદ્ર શુકલ કાશી.—સ્વ. પં. શુકલ હિન્દી સાહિત્યના સુપ્રસિદ્ધ વિદ્વાન તેમજ આલોચક હતા. તેમણે પોતાના ઉક્ત ગ્રન્થમાં સૂરદાસ ઉપર લખતાં ૮૪ વાર્તા પ્રતિ આ પ્રમાણે આક્ષેપો કર્યા છેઃ—

(१) इसमें कई जगह गोकुलनाथजी के श्रीमुखसे कही हुई बातोंका बडे आदर और सन्मान के शब्दों में उल्लेख है ।

× મૂળરૂપની રક્ષાને માટે જુઓ નંદદાસજીની વાર્તાના પ્રારંભિક ઉધ્ધરણ (કાંકરોલીથી પ્રકાશિત અષ્ટછાપની પ્રસ્તાવનામાં)

(२) **और श्रीवल्लभाचार्यजी की शिष्या न होने के कारण मीराबाई को बहुत बुरा भला कहा गया है और गालियां तक दी है।** रंग ढंग से यह वार्ता गोकुलनाथजी के पीछे किसी गुजराती शिष्य की रचना जान पडती है।

પં. શુકલનું આ કથન વાર્તા–સાહિત્યના પૂર્વોક્ત ઇતિહાસની અનભિજ્ઞતાના ફલરૂપ છે. યદિ તેમણે સમ્પ્રદાયની પ્રાચીનતમ વાર્તાની હસ્તલિખિત પ્રતો મેળવી તેના ઉપર ઉંડો વિચાર કર્યો હોત તો કદાચ તેઓ આમ ન લખત. અસ્તુ.

કાંકરોલી સરસ્વતી ભંડારમાં વિ. સં. ૧૬૯૭ ની જે પ્રાચીન વાર્તા ઉપલબ્ધ છે× તેના આધારે પં. શુકલની ઉક્ત શંકાઓ અને આક્ષેપો ઉપર અત્રે વિચાર કરવામાં આવે છે.

ઉકત પ્રાચીન વાર્તાની હસ્તલિખિત પ્રતમાં કોઈ પણ સ્થાને શ્રીગોકુલનાથજીના શ્રીમુખનાં કહેલાં વચનોનું ઉદ્ધરણ જ પ્રાપ્ત થતું નથી. તો પછી તેને સન્માન અને આદરપૂર્વક લખવાની તો વાત જ ક્યાં રહી? મુદ્રિત પ્રતોમાં જ્યાં કંઈ શ્રીગોકુલનાથજીના સંબંધિ કથનો પ્રાપ્ત થાય છે તે ઉદ્ધરણવાળા પ્રસંગો અને ફકરાઓ શ્રી હરિરાયજીની ભાવ–પ્રકાશવાળી પ્રતિઓના સમ્મિલિત થયેલા છે. એમાં તેના લેખકોની વિશેષ પ્રસંગોને સંગ્રહિત કરવાની જ મનોવૃત્તિ રહેલી પ્રતીત થાય છે. આ વસ્તુ વિ. સ. ૧૬૯૭ અને વિ. સં. ૧૭૫૨ વાળી પ્રતિઓના મિલાનથી સ્પષ્ટ સમજી શકાય છે.

પૂર્વોકત વિ. સ. ૧૬૯૭ ની ૮૪ વાર્તાઓમાંથી શ્રીગોકુલનાથજીના નામનો અને તેમના અંગત સંબંધવાળા ઉલ્લેખો ફકત એક જ વાર્તામાં પ્રાપ્ત થાય છે. આ વાર્તા "કૃષ્ણદાસી" ની છે. તેમાં શ્રીગોકુલનાથજીના પ્રાકટયના પ્રકારની સાથે તેનું આ રીતે વર્ણન કરવામાં આવ્યું છે.

"तब श्रीवल्लभजी नाम धर्यो। परि कृष्णादासीकी कानि तें श्रीगुसांईजीने श्रीगोकुलनाथजी नाम धर्यो।" ×××

"ओर पाछें श्रीघनश्यामजी को जन्म भयो। तब नामकरन बिचारन लागें। तब श्रीवल्लभजीने कह्यो जो– श्रीगोकुलनाथजी नाम धरो। तब श्रीगुसांईजीने कह्यो जो– यह नाम तो तिहारो हैं।"

ઉકત ૮૪ વાર્તામાં ફકત શ્રીગોકુલનાથજીનાં નામ તેમજ તેમના સંબંધનું કથન આ ફકરાઓમાં જ પ્રાપ્ત થાય છે. એમાં શ્રીગોકુલનાથજીના કથનનો આદર થયો નથી એ પણ પાઠકોની સમજમાં આવી શકે તેમ છે. અતઃ પં. શુકલનું તે કથન સર્વથા અવાસ્તવિક જ છે.

શ્રી ગોકુલનાથજીનું નામ પરોક્ષરૂપથી અત્રે પ્રાપ્ત છે એથી આ લખાણ ત્રીજા વ્યકિતનું છે એ નિશ્ચિત છે. આના આધારે પં. શુકલનું તે કથન પ્રામાણિક થઈ શકે છે કે આ વાર્તાઓ શ્રી ગોકુલનાથજીના કોઈ શિષ્યે તેમની પાછળથી રચી છે. કિન્તુ વાસ્તવમાં એમ નથી એનાં મુખ્ય મુખ્ય વિશ્વસ્ત કારણો આ છે.

૧ શ્રી ગોકુલનાથજીએ ૮૪ વૈષ્ણવોના નામોની જે નામાવલી સંસ્કૃતમાં રચી છે તેમાં "કૃષ્ણદાસી"નું નામ પણ પ્રાપ્ત છે એથી આ વાર્તા પાછળથી રચાઈ હોય એ સંભવ નથી.

૨ શ્રી ગોકુલનાથજીના વિદ્યમાન કાલની વિ. સં. ૧૬૯૭ની ગોકુલમાં જ લખાયલી પ્રતિમાં આ વાર્તા ઉપલબ્ધ છે એથી પણ આ અને અન્ય વાર્તાઓની રચના શ્રીગોકુલનાથજીના સમયમાં જ થઇ છે એ નિશ્ચિત થાય છે. એ સિવાયનાં વાર્તાની પ્રાચીનતાનાં અન્ય પ્રમાણો પણ પૂર્વે આવી ગયાં છે એથી ઉકત રચના સમયની સારી રીતે પુષ્ટિ થાય છે.

હવે કૃષ્ણદાસીની આ વાર્તા કોની દ્વારા લખાઇ એના ઉપર વિચાર કરીએ.

કૃષ્ણદાસી શ્રી મહાપ્રભુજીનાં સેવક હતાં એ વાર્તાદિ પ્રમાણોથી સ્પષ્ટ જ છે. એમની ઉપસ્થિતિ વિ. સં. ૧૬૦૮ પર્યંત તો નિશ્ચિત હતીજ એ તેમને ધરેલા શ્રી ગોકુલનાથજીના પ્રાકટય સમયના નામથી સ્પષ્ટ જ્ઞાત થાય છે. અતઃ શ્રી ગુસાંઇજીના સમયમાં જ કૃષ્ણદાસીનું શ્રી ગોકુલનાથજીનું પ્રાકટય અને તેમનુ નામ ધરવાનું અપૂર્વ કાર્ય પ્રસિદ્ધ થઇ ચુકયું હતું એ પણ ઉકત વાર્તાના ઉદ્ધરણથી જાણી શકાય છે. એટલે

× આ ગ્રન્થની પ્રાચીનતા હિન્દી સાહિત્યના તટસ્થ વિદ્વાનો દ્વારા પણ સર્વ સ્વીકૃત થઇ ચુકી છે. જુઓ "અષ્ટ છાપ" (કાંકરોલીથી પ્રકાશિત) ઉપરનો ડૉ. દીનદયાલુ M. A. નો અભિપ્રાય.

તેમની વાર્તાનો તે પ્રસંગ શ્રી ગુસાંઇજીના સમયમાં જ પ્રચલિત થઈ ચૂક્યો હતો એ નિશ્ચિત થાય છે.* એથી એમ માનવું નિતાન્ત આવશ્યક છે કે પૂર્વોક્ત ગોવર્દ્ધનદાસ અને કૃષ્ણભટ્ટાદિથી વાર્તાઓના અન્ય પ્રસંગોની સાથે આ પ્રસંગો પણ સંગ્રહિત થયેલા હોવા જોઈએ. અને તેના આધારેજ શ્રી ગોકુલનાથજીએ તે પ્રસંગોને "કૃષ્ણદાસી"ની મહત્તાના જ્ઞાપનાર્થ ૮૪ વાર્તામાં કૃષ્ણદાસીની વાર્તારૂપથી જેમના તેમ સંકલિત કરેલા છે. એ વાતની પૂર્વોક્ત ૮૪ વૈષ્ણવોની તેમની રચેલી નામાવલીથી પુષ્ટિ થાય છે. અતઃ કૃષ્ણદાસીની વાર્તા શ્રીગોકુલનાથજીના **પછી નાહ કિન્તુ તે પહેલાં લખાયલી છે.** અને તે શ્રી ગુસાંઇજી દ્વારા જ કહેવાયલી છે. શ્રીગુસાંઇજીદ્વારા કહેવાયલી છે એના પ્રમાણમાં જેમ ઉકત "શ્રી ગુસાંઇજીને કહ્યો જો યહ નામ તો તિહારો હૈ" એ વાક્ય મળી રહે છે તેમ શ્રી ગોકુલનાથજીના પ્રાકટય સમયનું પ્રસુતિગૃહનું વર્ણન પણ તે વાતને પુષ્ટ કરે છે. કેમકે પ્રસુતિગૃહની ઘટનાને શ્રીરૂક્ષ્મણી વહુજી અને કૃષ્ણદાસી વિના અન્ય કોઈ જાણી શકે નહિ જ. કૃષ્ણદાસી શ્રી મહાપ્રભુજીનાં અનન્ય ભગવદીય હોવાની પોતાનો ઉત્કર્ષ પોતાના મુખે અન્યની સમક્ષ કહે નહિ જ. એથી એ અનુમાન થઈ શકે છે કે શ્રીરૂક્ષ્મણી વહુજીએ શ્રી ગોકુલનાથજીના પ્રાકટય સમયે થયેલી પીડા આદિના તે પ્રસંગને શ્રી ગુસાંઇજી સમક્ષ કહ્યો હશે અને શ્રી મહાપ્રભુજીના સેવકનો ઉત્કર્ષ પ્રકટ કરવાને અર્થે આપે તેને કૃષ્ણભટ્ટાદિ સ્વઅંતરંગ સેવકોમાં પ્રકટ કર્યો હશે. આ પ્રકારના શ્રી મહાપ્રભુજીના સેવકના ઉત્કર્ષને શ્રી ગોકુલનાથજીએ પણ વિશેષ પ્રચલિત કરવાને માટે તેને વાર્તા રૂપથી પ્રસિદ્ધ કર્યો. આમ કૃષ્ણદાસીની આ વાર્તા શ્રી ગોકુલનાથજીના સમયમાં જ લખાયલી છે એ નિશ્ચિત છે.

૮૪, ૨૫૨ વાર્તાઓ શ્રી ગોકુલનાથજીના શિષ્યો દ્વારા લખાયલી નથી એના પ્રમાણમાં ૨૫૨ માંના ચતુર્ભુજદાસની વાર્તાનું તે ઉદ્ધરણ દષ્ટવ્ય છે જેમાં શ્રી ગિરિધરજીનો ઉત્કર્ષ અને શ્રી ગોકુલનાથજીના વચનની ઉપેક્ષાનું પ્રતિપાદન છે. ×

ઉક્ત ઉદ્ધરણથી એ સ્પષ્ટ થઇ જાય છે કે વાર્તાઓ શ્રી ગોકુલનાથજીના શિષ્યો દ્વારા લખાયલી નથી. કેમકે શ્રીગોકુલનાથજીના શિષ્યો શ્રીગોકુલનાથજીના સિવાય કોઈના પણ ઉત્કર્ષને લખવો તો શું કિન્તુ સાંભળવાને પણ તૈયાર નથી. તે પરંપરા આજ સુધિ દેખાઈ આવે છે. એવા કટ્ટર અનુયાયીઓ દ્વારા શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી શ્રીનાથજી અને શ્રીગિરિધરજી પ્રભૃતિના વાર્તામાં પ્રાપ્ત ઉત્કર્ષો કેવી રીતે લખાયાં હોય? શ્રી ગિરિધરજીની તો તેમના ગ્રન્થોમાં કેટલાય સ્થાને નિંદા સુદ્ધાં કરવામાં આવી છે. અત: એ નિશ્ચિત થાય છે કે ૮૪, ૨૫૨ વાર્તાઓનો મોટો ભાગ શ્રી ગુસાંઇજીના સેવક કૃષ્ણભટ્ટાદિ દ્વારા લખાયલો છે અને તેની સંખ્યાત્મક પ્રતિની પૂર્તિ શ્રીગોકુલેશ દ્વારા થયેલી છે. શ્રીગોકુલેશ વાર્તાઓના તે પ્રસંગોને પોતાના સંસ્કૃત ગ્રન્થોમાં પણ પ્રત્યક્ષ પ્રમાણોના દષ્ટાંત રૂપથી ઉપસ્થિત કરતા હતા તેનાંઉદ્ધરણો શ્રી સર્વોત્તમ ઉપરની તેમની ટીકાના "तत्र अनुभव उच्यते । क्षत्रिय : कृष्णदास इति आचर्य सेवक :"વાળા કથનથી તેમજ શ્રી વલ્લભાષ્ટક ઉપરની તેમની ટીકાના "अनन्य अन्तरंग. भक्ता : पद्मनाभदास प्रभृतयोविरला स्तेषुज्ञपिताआशयोऽन्त:करण येन स : ।" ઇત્યાદિ કથનોથી પ્રાપ્ત થઇ રહે છે.

પં. શુકલે મીરાબાઈ સંબંધિ જે ઉલ્લેખ કર્યો છે તે ઠીક નથી. કેમ કે વાર્તામાં મીરાંબાઇને તેમના પ્રોહિત રામદાસે જ્યારે મીરાંએ પોતાના ઇષ્ટ શ્રીમહાપ્રભુજી અને શ્રીઠાકુરજી વચ્ચે ભિન્નતા કથી ત્યારે "दारी रांड । यह कहा तेरे खसम को है" એટલા જ કટુ શબ્દો કહેલા છે અને તે પ્રોહિત અને દઢાગ્રહી ભાવુક હોવાને નાતે રામદાસને માટે ઉચિત જ હતા. કેમ કે તત્કાલીન ધાર્મિક દઢતાને જોતાં રામદાસમાં પણ તેઓ ભાવ થવો સ્વાભાવિક જ હતો. સ્વયં મીરાંએ પણ કદાચ વૃંદાવનમાં રૂપ સનાતન ગોસ્વામી પ્રતિ તે સ્ત્રી હોવાને લીધે તેઓ ન મળ્યા તેથી એવી કટુ ભાવના પ્રકટ કરી હતી.

---

* જુઓ શ્રી ગોકુલનાથજીના સેવક વલ્લભદાસનું "અગહન સુદિ સાતમ શુભદિન આયો" એ ધોળ. તેમાં લખ્યું છે કે "કહી કૃષ્ણદાસી યોં કરિકે બુલાયો, શ્રી ગોકુલનાથ હમારે આયો"

× જુઓ કાંકરોલીથી પ્રકાશિત અષ્ટછાપ પૃષ્ઠ. ૩૧૫

બીજી દૃષ્ટિએ "હારી રાંડ" શબ્દ વ્રજભાષા ભાષીઓના મુખમાં સહજ રહેલો આજ પણ દેખાઈ આવે છે. માતા પિતા અને પતિ પણ પોતાની પુત્રી તેમ જ સ્ત્રી આદિને માટે સહજમાં તે શબ્દનો પ્રયોગ ક્ષણે ક્ષણે કરે છે. અત : તે સામાન્ય પ્રયોગ છે એમ સમજી શકાય છે. *

ત્રીજી દૃષ્ટિએ પ્રોહિતોમાં આવાં કઠોર વચનો આજ પણ બોલાય છે. એ તેમનો પ્રકૃતિજન્ય વર્તાવ છે અતઃ તે ઉપેક્ષણીય જ હોય છે.

આ બધાં કારણોને લીધે વાર્તાકારે યદિ તે શબ્દોને જેમના તેમ ઉધ્ધૃત કર્યા તો તે અયુક્ત નથી. આ પ્રસંગને શ્રીગોકુલનાથજીએ સંગ્રહિત કર્યો છે એ તેમની રચેલી ૮૪ વૈષ્ણવોની નામાવલીથી તેમજ તેમના સમયની પ્રાપ્ત વાર્તાની પ્રતિથી પણ સમજી શકાય છે.

આમ પં. શુક્લની શંકાઓનું સમાધાન કર્યા પછી હવે ડૉ. ધીરેન્દ્ર વર્માની શંકાઓને જોઈએ.

**૨ विचारधारा**— લેખક. ડૉ. ધીરેન્દ્ર વર્મા પ્રયાગ. ડૉ. વર્માએ પોતાની "વિચારધારા" નામના ગ્રન્થમાં "क्या २५२ वैष्णवों की वार्ता गोकुलनाथ कृत है?" એ શીર્ષક હેઠળ એક વિસ્તૃત લેખ લખ્યો છે. તેમાં તેઓ ૮૪ વાર્તાને તો શ્રીગોકુલનાથજી કૃત માને છે, કિન્તુ ૨૫૨ વાર્તાને નિમ્ન કારણોથી શ્રીગોકુલનાથજી કૃત હોવાનું માનતા નથી. એમાં તેઓ ત્રણ કારણો ત્યાં આપે છેઃ—

૧. શ્રીગોકુલનાથજીના નામના પરોક્ષ ઉલ્લેખો.

૨. શ્રીગોકુલનાથજીના સમયની વિરુદ્ધ ઘટનાઓ.

૩. ૮૪ અને ૨૫૨ માં રહેલો ભાષાભેદ.

ઉક્ત પ્રથમ કારણનું નિરાકરણ વાર્તાઓના પૂર્વોક્ત ઇતિહાસથી જ થઈ જાય છે. અર્થાત્ વાર્તાઓ પ્રારંભમાં શ્રીગુસાંઈજીના સેવક કૃષ્ણ ભટ્ટ દ્વારા લખાયલી હોવાથી તેમના સમયમાં બનેલા શ્રીગોકુલનાથજી વિષયક પ્રસંગોનો પણ તેમાં સંગ્રહ થયેલો છે.

બીજા કારણમાં ગંગાબાઈ અને લાડબાઈ ધારબાઈની વાર્તાઓનાં જે ઉદ્ધરણો તેમણે આપ્યાં છે તે શ્રીહરિરાયજીના ભાવ—પ્રકાશનાં છે એ જેમ શ્રીનાથજીની પ્રાકટ્ય વાર્તાના ઉદ્ધરણોથી સમજી શકાય છે તેમ ૨૫૨ ના પ્રાચીન ગ્રન્થોના અવલોકનથી પણ નિશ્ચિત થઈ શકે છે. ૨૫૨ ની પ્રાચીન પ્રતિઓમાં તે પ્રસંગો નથી એથી એ નિશ્ચિત છે કે શ્રીહરિરાયજીએ પોતાના સમયનો તે ઇતિહાસ ભાવપ્રકાશ રૂપથી વાર્તામાં વિશેષ કહેલો છે જે લેખકોની અસાવધાનીથી અન્ય ગ્રન્થોમાં મિશ્રિત રૂપે લખાઈ ગયો છે.

શ્રીહરિરાયજી વિ. સં. ૧૭૨૭ માં ગોકુલથી મેવાડ પધાર્યા હતા તેનાં પ્રમાણો શ્રીહરિરાયજીના ચરિત્રમાં આપવામાં આવ્યાં છે. અને વિ. સં. ૧૭૨૬ માં જ શ્રીગોવર્દ્ધન અને શ્રીગોકુલમાં ઔરંગઝેબનો ત્રાસ ફેલાઈ ચૂક્યો હતો એ વાત શ્રીનાથજીની પ્રાકટ્ય વાર્તા આદિથી સ્પષ્ટ થાય છે. અતઃ ગોકુલનો ત્રાસ તો શ્રીહરિરાયજીએ નજરથી જોયેલો હતો. તેથી તેમણે શ્રીનાથજીની પ્રાકટ્ય વાર્તાની સમયે તેને કહેલો અને તેજ સમયે વાર્તામાં પણ તેનો ઉલ્લેખ કરેલો છે.+ ગંગાબાઈ શ્રીનાથજીની સાથે જ મેવાડ આવ્યાં હતાં અને તેમનું તિરોધાન પણ શ્રીનાથદ્વારા—મેવાડમાં જ થયું હતું અતઃ તે પણ શ્રીહરિરાયજીના સમક્ષની જ ઘટનાઓ હતી તેથી તે ઘટનાઓનો પણ વાર્તામાં ઉલ્લેખ પ્રાપ્ત છે.

ત્રીજા કારણમાં ભાષા ભેદનો ઉલ્લેખ કરતાં ડૉ. વર્મા તેને આ પ્રમાણે સ્પષ્ટ કરે છેઃ—

| ૮૪ વાર્તા | ૨૫૨ વાર્તા |
| --- | --- |
| **કર્મ સંપ્રદાન—कों, को** | कुं, कू |
| **કરણ સંપદાન—सों सो** | सु सू |
| **ક્રિયાઓનાં રૂપ—** | |
| વર્તમાન—**हौं**, हों, हैं। | हूं, हुं, हं । |
| ભૂતકાલ—हुतों, हुते, हुती, | हतो, हते, हती । |
| આજ્ઞા—करौ,, देखौ, गावौ । | करो, देखो, गावो । |

* જુઓ " कुंभनदास प्रभु गोवर्धनघर वह कोन रांड ढेठनी का जन्यो

× આ વાતને આપે પોતાની સંસ્કૃત "વિજ્ઞપ્તીઓ"માં પણ કહેલી છે જુઓ " શ્રીકૃષ્ણચરણ વિજ્ઞપ્તી" આદિ ગ્રન્થ.

ઉક્ત ભાષા-ભેદ ઉપર વિચાર કરતાં એ નિશ્ચિત થાય છે કે વ્રજભાષાની કેટલીય શૈલીઓ તે સમયે પ્રચલિત હતી જેવી કે દક્ષિણી, પૂર્વી, આદિ. દક્ષિણના જે લોકો વ્રજમાં આવીને રહ્યા તેમની વ્રજભાષા "कु, सु" વાળી વ્રજની ગ્રામ્ય ભાષા હતી અને તેનો પ્રચાર ગુજરાતના વ્રજભાષા લખનારા પુરૂષોમાં પણ થયો હતો. આ શૈલી આજપણ શ્રીમદ્વલ્લભાચાર્યજીના વંશજોની બોલચાલની વ્રજભાષામાં સ્પષ્ટ જણાઈ આવે છે. તેમના પત્રોમાં પણ અદ્યાપિ "कु" "सु"નાજ પ્રયોગ થાય છે તત્કાલીન કવિ "કેશવ કિશોર" આદિનાં કાવ્યોમાં પણ આજ પ્રયોગ થયેલા છે. વ્રજના ગ્રામ્ય પુરૂષો પણ આજ પ્રકારના પ્રયોગો આજ પણ કરે છે, વ્રજની સાહિત્યિક ભાષામાં "सों" "कों"ના પ્રયોગો પ્રચલિત છે. એ રીતે પૂર્વી લેખકોમાં પણ "सों" "कों"ના પ્રયોગો વિશેષ દેખાય છે. એકજ ૮૪ વાર્તાની વિવિધ પ્રતિઓમાં આ પ્રકારના વિવિધ પ્રયોગો થયેલા દેખાઈ આવે છે. એથી પણ વિશેષ બારીક દષ્ટિએ જોતાં ૮૪ વાર્તાની પ્રાચીન પ્રત્યેક પ્રતિમાં "सु" અને "सों" એમ ઉભય પ્રયોગો પણ દેખાય છે. આ વાતનો સ્વીકાર ડો. શ્રી. દીનદયાલુજી ગુપ્તે પણ કાંકરોલીથી પ્રકાશિત 'અષ્ટછાપ' ની તેમની દ્વારા લખાયલી પ્રસ્તાવનામાં કરેલ છે. અતઃ એ પ્રકારના ભાષા ભેદથી ઉભય વાર્તાઓ કહેનારા ભિન્ન ભિન્ન છે એમ સમજવું વ્યર્થ જ છે. જે જે સમયે જે જે લેખકો દ્વારા જે જે પ્રતિ લખાઇ તેમાં તત્તત્ પરિસ્થિતિયોને અનુકુલ તેવા ભેદો થતા ગયા છે ડો. વર્માનાજ શિષ્ય શ્રીયુત ઉમાશંકર મિશ્રે ("સંપાદક નંદદાસ") પણ આ ભેદના ઉક્ત કારણોનો હવે સ્વીકાર કર્યો છે. એમણે મને પ્રત્યક્ષમાં આ કારણોને સ્વયં પણ કહ્યાં હતાં.

આમ ડૉ. વર્માની શંકાઓનું નિરાકરણ કર્યા પછી હવે ડૉ. માતાપ્રસાદ ગુપ્તની શંકાઓને પણ જોઇએ.

ડૉ. ગુપ્તે પોતાના "તુલસીદાસ" નામના ગ્રન્થમાં ૮૪, ૨૫૨ પ્રતિ પૂર્વોક્ત શંકાઓને રજૂ કરતાં એક વિશેષ શંકા રાજા આશકરણ વિષેની કરી છે. તેમાં તેઓ લખે છે કે "ભકતમાલ"માં રાજા આશકરણને કીલ્હદેવનો શિષ્ય કહેલો છે જ્યારે ૨૫૨ વાર્તામાં શ્રીગુસાંઇજીના શિષ્ય. તેમની દષ્ટિએ "ભકતમાલ" પૂર્ણ પ્રમાણિક અને તટસ્થ ગ્રન્થ હોઈ વધુ વિશ્વાસનીય છે. અહિં હું પાઠકોનું એ વાત પ્રતિ ધ્યાન આકર્ષું છું કે "ભકતમાલ"ની અપેક્ષા વાર્તાઓ પ્રાચીન છે એ પૂર્વે સ્પષ્ટ થઇ ચુકયું છે. "ભકતમાલ"માં પણ ૮૪, ૨૫૨ ના અનેક ભકતોની કથાઓ પ્રાપ્ત છે. એથી પણ વાર્તાઓની પ્રાચીનતા સ્પષ્ટ થઈ જાય છે. બીજું રાજા આશકરણનાં સેવ્ય સ્વરૂપો+ આ જ સમ્પ્રદાયમાં પ્રાપ્ત છે. તેની સાથે તેમના ભાણેજના વંશજો કૃષ્ણગઢના નરેશો* પણ પરંપરાથી આ સમ્પ્રદાયના દીક્ષિત થતા આવ્યા છે. આ બધા સંબંધોથી રાજા આશકરણની વૈષ્ણવતા પણ સ્પષ્ટ થઈ રહે છે. તે ઉપરાંત રાજા આશકરણનાં પદોમાં પણ તેઓ શ્રીગુસાંઇજીના સેવક હતા તેનો ઉલ્લેખ આ રીતે મળી રહે છે—

जै श्रीविठ्ठलनाथ कृपाल। ×
कलि के जीव पतित अघरासी अपने करिके किये निहाल।
पुरुषोत्तम निज लेकर दीने एसे दाता महा दयाल।
आसकरनको अपनो कीये, पुष्टि प्रेम वचन प्रतिपाल।

આથી "વાર્તા"નું કથન જ પ્રમાણિક ઠરે છે. હા! એ સંભવ છે કે પ્રારંભમાં રાજા આશકરણ કીલ્હદેવના શિષ્ય થયા હોય અને ભકતમાલના કર્તા પણ તે સમ્પ્રદાયના હોવાથી તેમણે 'કીલ્હદેવ'ના શિષ્ય તરીકે રાજા આશકરણનો ઉલ્લેખ કર્યો હોય. એ પ્રમાણે "વાર્તા"ની પ્રામાણિકતા સ્પષ્ટ થઈ જાય છે. (" ભકતમાલ "માં આશકરણ રાજાનાં બે સ્થાને નામ આવે છે. એ ઉપર પણ વિચાર કરવો આવશ્યક છે. કિન્તુ અત્રે સ્થાનાભાવે તે વિચારને સ્થગિત કરવામાં આવ્યો છે. તેનો અન્યત્ર વિચાર થશે. ")

---

* જુઓ કાંકરોલીથી પ્રકાશિત શ્રી મહ.પ્રભુજીની પ્રાકટય વાર્તામાં આપેલ "આચાર્ય વંશાવલી"

+" આશકરન પ્રભુ મોહન નાગર " એ છાપને અનુસરતાં મોહન અને નાગર એ આશકરણે સેવેલાં બે સ્વરૂપો ક્રમશઃ ધોળકા અને મુંબઈમાં આજ પણ ગોસ્વામી બાલકોના સાથે બિરાજે છે. *જુઓ નાગર સમુચ્ચયની પ્રસ્તાવના.

× ૨૫૨ વાર્તાથી ઉદ્ધૃત.

## ૨ સાંપ્રદાયિકોની શંકાઓ અને આક્ષેપો-

સામ્પ્રદાયિકોની શંકાઓ અને આક્ષેપોના સંગ્રહરૂપે સમ્પ્રદાયમાં " આધુનિક પુષ્ટિમાર્ગીય ભાષા-સાહિત્યની શોચ્ય સ્થિતિ " એ નામની પુસ્તિકા છપાયેલી છે. એમાં ક્રમશઃ નિમ્નાંકિત વાર્તાઓ અને તેના પ્રસંગો ઉપર આ પ્રકારે શંકાઓ અને આક્ષેપો કરવામાં આવ્યા છે-

**૧ ૮૪ વૈષ્ણવોની વાર્તામાંથી-**

(૧) **તુલસાં** - આ વાર્તા ઉપર " પંક્તિભેદ "ને તોડવાનો આક્ષેપ કરવામાં આવ્યો છે.

આ આક્ષેપ પ્રાચીન વાર્તા રહસ્ય પ્રથમ ભાગ (કાંકરોલીથી પ્રકાશિત)માં છપાયેલી એ વાર્તાને સાંગો પાંગ; વાંચવાથી બિલ્કુલ અસત્ય જ સિદ્ધ થાય છે. કેમકે તે વાર્તામાં પ્રથમ તો તુલસાં અને એક વૈષ્ણવે જ્ઞાતિ વ્યવહારનું પાલન કરેલું સ્પષ્ટ જ પ્રાપ્ત થઈ રહે છે. પાછળથી ભગવદાજ્ઞા થયે કેવળ લોક વ્યવહાર રૂપ કન્નોજીયા અને ગૌડ બ્રાહ્મણ વચ્ચેના સંબંધને આજ્ઞા પાલનરૂપી પુષ્ટિધર્મની રક્ષાને અર્થે જ તોડયો છે. તેમનું આ કાર્ય શ્રીમદાચાર્યચરણના પુષ્ટિમાર્ગને અનુકૂલ જ છે એનો નિશ્ચય શ્રીમહાપ્રભુજીની આ આજ્ઞાઓને ધ્યાનમાં લેતાં થઈ શકે છે—

" सेवाकृतिर्गुरोराज्ञाबाधनंवाहरिच्छया " तथा " विशेषतश्चेदाज्ञा स्याद् अंतःकरणगोचरः । तदा विशेषगत्यादि भाव्यं भिन्नं तु दैहिकात् । "

આનું વિશેષ સ્પષ્ટીકરણ પ્રાચીન વાર્તા-રહસ્ય ભાગ ૧ના પૃ. ૧૭૪થી ૧૭૯ પર્યંત કરવામાં આવેલું છે. અતઃ અત્રે તેના પિષ્ટ પેષણની આવશ્યકતા રહેતી નથી.

(૨) **કૃષ્ણદાસ સ્ત્રી-પુરૂષ**—આ વાર્તા ઉપર સત્યની રક્ષાને માટે " અસત્યભાષણ " તથા " મિથ્યા-પ્રલોભન "ના આક્ષેપો મૂકવામાં આવ્યા છે. આ આક્ષેપો કેવળ વાર્તા પ્રતિના સંપૂર્ણ અજ્ઞાનને જ પ્રકટ કરનાર છે. કેમકે કૃષ્ણદાસની સ્ત્રીએ જ્ઞાનચંદને જે વચન આપ્યું હતું તેને તેણે પોતાના તરફથી તો પૂર્ણ કર્યું જ હતું. અને તે પણ સંપૂર્ણ સત્ય ભાવથી જ. એટલે તેમાં રંચ પણ પાખંડ ન હતો. તે, વાર્તાને વાંચનાર પ્રત્યેક મનુષ્ય સમજી શકે તેમ છે એટલે વાર્તાના ઉદ્ધરણની અત્રે આવશ્યકતા લાગતી નથી.

કૃષ્ણદાસની સ્ત્રીના સહજ સરળ અને નિષ્કપટ ભાવથી જ વાણિયાની બુદ્ધિ ફરી ગઈ અને તેનામાં તેના પ્રતિ પૂજ્યભાવ ઉત્પન્ન થયો. જો સ્ત્રીએ નિષ્કપટપણે પોતાના વચનને પૂર્ણ કર્યું ન હોત તો વાણિયામાં સાત્વિકભાવ કદાપિ પ્રકટ થઈ શકત જ નહિં.

આ વાર્તા લોકવેદાતીત પુષ્ટિધર્મનું પ્રતિપાદન કરનારી હોઇ લોકદૃષ્ટિમાં કંઇક વિરૂદ્ધ લાગે છે કિન્તુ શુદ્ધપુષ્ટિના ધર્મો કેવા નિરપેક્ષ અને લોકવેદથી પર હોય છે તેને સમજાવવા માટે વાર્તાનું આ દૃષ્ટાંત આવશ્યક હતું જ. એથી તેને શ્રી ગોકુલેશે પ્રકટ કરી છે. શ્રી હરિરાયજી પોતાના ભાવ-પ્રકાશમાં આ વાર્તાના સ્વરૂપને સમજાવતાં આ પ્રમાણે આજ્ઞા કરે છે.

" + + जो वैष्णव को **दृढ धर्म होई सो** यह वार्ताको कहे सुने । और **कच्ची दसा वारे वैष्णवन सों सुनिके क्रिया करिवेको मनहू करे तो भ्रष्ट होई** । काहेतें कृष्णदास स्त्री पुरुष तो श्री आचार्यजी के अंगीकृत है । हृदयमें इनकेमें श्री आचार्यजी बिराजत हैं । **ता ते अग्निरुप हैं ।** इन पर कोइ लौकिक दृष्टि करे तो भस्म होई जाइ । यह तो बनिया को कृपा करने के लिये याहि प्रकार किये । और वैष्णव **सेवा अत्यंत दूर्लभ दिखाई** । ठाकुरजीको गुरुको दास होई सेवा करे । परन्तु **वैष्णव को दास वैष्णव की सेवा होनी बहुत कठिन है** । यह सिद्धांत दिखाए । "

(વાર્તા)—"तब श्रीआचार्यजी कहें जो कृष्णदास तू धन्य हैं जो हम वैष्णव सेवा की तोमां कही हती तेसे ही वैष्णव की सेवा तेनें तन मन धन सों करी । तातें तुम समान और कोई नही. "

" ભાવ પ્રકાશ " અને " વાર્તા " ના ઉક્ત ઉદ્ધરણોથી કૃષ્ણદાસ અને તેની સ્ત્રીનાં સ્વરૂપો તેમજ તેમની શુદ્ધ પુષ્ટિ ધર્મરૂપ આ વાર્તા ની વિશેષતા સહજ પ્રકટ થઇ જાય છે, અતઃ અત્રે વિશેષ વિસ્તારની જરૂરત રહેતી નથી.

**(૩) રજો ક્ષત્રાણી**—આ વાર્તા ઉપર જે આક્ષેપો કરવામાં આવ્યા છે તેનો પ્રમાણ પુરઃસરનો ઉત્તર પ્રાચીન વાર્તા-રહસ્ય પ્રથમ ભાગમાં આવી ગયો છે તેમજ આક્ષેપકારે તેના પ્રતિ પોતાની પ્રસન્નતા પણ "નવ પ્રકાશ" (મુંબાઈ મોટા મંદિરથી પ્રકાશિત) આદિ પત્રોમાં પ્રકટ કરી છે અતઃ અત્રે સ્થાન વિસ્તારની આવશ્યકતા રહેતી નથી.

**(૪) વીરબાઇ**—આ વાર્તા ઉપર પણ જે આચાર ઉલ્લંઘનનો આક્ષેપ કરવામાં આવ્યો છે તે નિર્મૂળ છે, એની સત્યતા વાર્તાના ઉદ્ધરણથી આ રીતે સ્પષ્ટ થાય છે:—

" × × पाछें वीरबाई के गर्भ रह्यो । तब धरी दोय रात्रो पिछली रही तब भयो । सो लोग सगरे बेटा की बधाई ज्ञाति व्यवहार में लगे । श्रीठाकुरजी कों चार घडी दिन चढ्यो । तब बीरबाई बहोत दुःख करन लागी । जो-मेरे ठाकुरजीकों अबेर भई । सब सों कहें जो-श्रीठाकुरजीकों कोऊ जगावो । सो कोऊ जगावे नहीं । एसे करत प्रहर दिन चढि आयो । तब तो वीरबाई घरमें महाताप करिके रोवन लागी । जो यह पुत्र पापी कहां ते याही समय भयो । जो मेरे ठाकुरजी कालि के पोढे है, कोऊ जगाबत नांही । अब मैं कहा करुं । या प्रकार अत्यंत **विरह भयो। तब श्री ठाकुरजी सज्या में ते बोले। जो-तू रूदन काहे कों करति है।कोऊ नाही जगावत तो तुही मोकों जगाव।** तब **बीरबाईने कही-महाराज! मै यह अघोर नर्क में परी हुं। कैसे तुमकों छूवों? तब श्री ठाकुरजी कहे गोबर लगाय स्नान करि काछ बांधिके मोकों तूही** जगाव । **मैं औरतें सेवा न कराऊंगो। मेरी आज्ञा है। तोकों यामें अपराध नाही।** तब वीरबाई उठि के गोबर लगाय आछे नहाय काछि मारि के श्री ठाकुरजी कों जगाय मंगला करिके पाछे शृंगार करि रसोई करि भोग धरि प्रसाद ले पडि रही। या प्रकार सों **तेरह दिन पाछें अपरस काढी। पाछे चालिस दिन भये तब सगरे वस्त्र पात्र काढि अपरस नई करी। श्री ठाकुरजीकें पंचामृत सों न्हवाय शुद्ध होय पुष्टिमार्गकी रीति सों सेवा करन लागी। तब श्री ठाकुरजी प्रसन्न होई बीरबाई सों कहे तू मेरी हू आज्ञा मानो जो सूतक (पिंडरूकोमां सूतक कहे हैं) में सेवा करी पाछे मारगकी रीति सों अपरस हू काढी। तातें मैं तो पर बहोत प्रसन्न हुं।**"

ઉક્ત ઉદ્ધરણથી પૂર્વ આક્ષેપની સારી રીતે નિવૃત્તિ થઇ જાય છે.

પુષ્ટિ માર્ગમાં ભગવદાજ્ઞા જ એક માત્ર પુષ્ટિ જીવોનો પરમ ધર્મ છે. અતઃ તેના પાલનમાં યદિ લોક વેદની મર્યાદાનો ભંગ થતો હોય તો બાધક નથી જ. અત્રે ભગવદાજ્ઞાથી જ વીર બાઇ એ ઉક્ત પ્રકારનું સાહસ કર્યું છે. છતાં સમ્પ્રદાયની મર્યાદાને પણ અપરસ કાઢીને જાળવી લીધી છે. જેઓને ભગવત્સાક્ષાત્કાર થયેલ છે એવા પુષ્ટિ પુષ્ટિ જીવો ને માટે લોક વેદની મર્યાદાઓ બંધન રૂપ હોતી નથી. તો પણ લોક વેદના સંગ્રહાર્થે તેઓ જ્યાં સુધિ દેહાનુસંધાન રહે છે ત્યાં સુધિ તે મર્યાદાઓને પણ જાળવી રાખે છે. એ વાત આ વાર્તાથી પણ સ્પષ્ટ થઈ જાય છે. આવા ભક્તો નાં ક્વચિત્ દેખાતાં લોક વેદની મર્યાદાના ઉલ્લંઘન વાળાં સાહસોને જોઇ યદિ સાધન દશાના ભક્ત જો તેની દેખાદેખી તેમ કરવા જાય તો તે પતિત જ થાય છે. એમાં કોઈ સંદેહ નથી જ.

**(૫) કૃષ્ણદાસ અધિકારી**-કૃષ્ણદાસની વાર્તાના શ્રી ગુસાંઇજી સાથે તેમના થયેલા ઝઘડાવાળા પ્રસંગને તેમજ **કૃષ્ણદાસ** પ્રેતયોનીને પ્રાપ્ત થયા આદિ પ્રસંગોને "સંશોધ્ય" કહી તેના પ્રતિ પ્રક્ષિપ્તતાનો જે સંકેત પૂર્વોક્ત "શોચ્ય સ્થિતિ" નામક પુસ્તિકામાં કરવામાં આવ્યો છે તેનું નિરાકરણ કાંકરોલીથી પ્રકાશિત "અષ્ટછાપ" માં થયેલું છે અતઃ અત્રે પુનર્વિચાર ન કરતાં કેવળ તેની પુષ્ટિનાં વિશ્વસ્ત પ્રમાણોને જ અત્રે રજૂ કરવાં આવશ્યક લાગે છે. તે પ્રાચીન પ્રમાણો આ છે—

**અંતઃસાક્ષ્ય**—(૧) "ताहिको सिरनाईये" એ કૃષ્ણદાસના પદમાં "कृष्णदास सुर तें असुर भये असुर तें सुर भये चरनन छोय" એ પંક્તિ શ્રીગુસાંઇજી સાથેના તેમના અણબનાવને પુષ્ટ કરે છે. એવી જ રીતે "परम कृपाल श्रीवल्लभ नंदन" વાળું તેમનું જ પદ પણ. (૨) શ્રીગુસાંઇજીની વિજ્ઞપ્તિઓ (૩) "परम कृपाल

શ્રીનંદ કે નંદન" એ કૃષ્ણદાસનું પદ પણ ઉક્ત વાતને સ્પષ્ટ કરે છે. (આ પદ 'અષ્ટછાપ' ગુજરાતી પૃ૦ ૧૧૮ ઉપર છે).

**બહિ:સાક્ષ્ય**—વિ. સં. ૧૬૯૭ની વાર્તા, ભાવ–પ્રકાશ, ભક્તમાલ, અને તેની ટીકા આદિ પ્રતપ્રોનિનું વિશેષ સમાધાન અષ્ટછાપ ગુજરાતી વિભાગ પૃ. ૮૬ થી ૯૦ સુધીમાં આવેલ હોવાથી અત્રે તેના પિષ્ટપેષણની આવશ્યકતા નથી.

**(૨) ૨૫૨ વાર્તાઓમાંથી —**

**(૧) નંદદાસ** — આ વાર્તા ને પણ "સંશોધ્ય" કહેવામાં આવેલ છે. તેના ઉપર અન્વેષણના આધારે 'અષ્ટછાપ'ના ગુજરાતી વિભાગમાં ખુબ જ લખાયલું છે. તેમ જ વિ. સં. ૧૬૯૭ની વાર્તાથી પણ તેની પ્રાચીનતા સિદ્ધ થઇ રહે છે. અતઃ અત્રે સ્થાન વિસ્તારની આવશ્યકતા લાગતી નથી. નંદદાસ અને તુલસીદાસના ભાઈ સંબંધમાં પૂર્વે ગોકુલનાથજીનું વચનામૃત ઉધ્ધૃત કરવામાં આવ્યું છે. એનાથી વધુ વિશ્વસ્ત પ્રમાણની સાંપ્રદાયિકોને તો આવશ્યકતા હોય જ નહીં.

બસો બાવન વાર્તાની અન્ય ૨૩ વાર્તાઓ ઉપર ખાસ કોઈ આક્ષેપ ન કરતાં તેમાં લોકકથાનો પ્રતિધ્વનિ અને 'ઠગબાજી'ના પોષણના સંકેતો માત્ર કરવામાં આવ્યા છે, જેનો ઉત્તર આ છે —

**(૧) લોકકથાનો પ્રતિધ્વની**—શંકાકારને જે જે વાર્તામાં જે જે 'લોકકથાનો પ્રતિધ્વનિ' રહેલો દેખાયો છે તે તે લોકકથા તે તે 'વાર્તા'થી વિશેષ પ્રાચીન ગ્રન્થમાં પ્રાપ્ત હોય તેના પ્રમાણોને પણ આક્ષેપ કરતી સમયે તેણે આપવાં જોઇએ. તે વિના એ સિદ્ધ થઈ શકે નહીં કે લોકકથાઓના આધારે એ 'વાર્તાઓ' તૈયાર થઇ છે. તેથી વિપરીત 'વાર્તાઓ'ની પ્રાચીનતાને જોતાં તો એમજ કહી શકાય કે તે લોકકથાઓ પ્રકારાન્તરે આપણી વાર્તાઓ ઉપરથીજ તૈયાર થઇ હશે. અતઃ જ્યાં સુધી 'વાર્તાઓ'થી પ્રાચીન તેવા ઉલ્લેખો પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તેના ઉપર વિશેષ વિચાર થઇ શકતો નથી.

**(૨) 'ઠગબાજી'** — 'દયા ભવૈયા' આદિની કેટલીક વાર્તાઓમાં વૈષ્ણવ વેશના સત્કારનો જે આગ્રહ બતાવવામાં આવ્યો છે તેના આધારે શંકાકારે આ વાર્તાઓથી 'ઠગબાજી'ને પ્રોત્સાહન મળે છે, એવા આશયે તે વાર્તાનો વિરોધ કર્યો છે.

કિન્તુ સમ્પ્રદાયનો સિદ્ધાંત એ વિરોધની ઉપેક્ષા જ કરે છે. કેમ કે પુષ્ટિમાર્ગમાં તો આ સમસ્ત જગત ભગવદ્‌ભાવનાએ જ વ્યવહાર્ય હોય છે. એટલે તેમાં છિદ્રાન્વેષણ પુષ્ટિમાર્ગના સાધક ભક્તોને માટે પણ બાધક જ હોય છે. તેમાયે જ્યારે પોતાના ઇષ્ટનુ સ્મરણ કરાવનાર 'વેશ' જ્યાં હોય છે ત્યાં તો તેવા ભક્તો વિશેષ કરીને મમત્વ રાખે જ એ સ્વાભાવિક છે. જેઓ ભક્ત નથી તેઓને 'વેશ' પ્રતિ આગ્રહ હતો જ નથી. એટલે તેમની વાત અહીં છે જ નહિ.

લોકદ્દષ્ટિએ પણ રાજાની સત્તાનો સૂચક જે પહેરવેશ સિપાહી આદિએ ધારણ કરેલો હોય છે તેને સર્વે જ અનુસરે છે. સ્વયં રાજા પણ તેનો આદર કરે છે. આ દૃષ્ટિથી પણ 'વેશ'ની મહત્તા સમજી શકાય તેમ છે.

ઉચ્ચકોટીના ભક્તો તો ભગવદ્‌વેશનો સ્વાર્થથી પણ ઉપયોગ કરનાર પરત્વે પોતાના તે પ્રતિના સાચા પ્રેમને પ્રકટ કરે છે. અને તે પ્રેમની અસર તે સ્વાર્થીઓ ઉપર પણ કેવી પડે છે તે દયા ભવૈયાની વાર્તાથી તેમ જ નારાયણદાસ દિવાનની વાર્તાથી સમજી શકાય તેમ છે. સાચા પ્રેમની કસોટી જ ત્યારે થઈ શકે છે જ્યારે એવા ઠગોમાં પણ ભગવદ્‌ભાવના વડે વૈષ્ણવના વેશ સંબંધે પ્રેમ ઉત્પન્ન થાય. અન્યથા સામાન્ય ભક્તો અને ઉચ્ચ ભક્તોની વિશેષતા જ કેવી રીતે સમજી શકાય?

દયાભવૈયાની વાર્તામાં ઠગબાજીનો સંકેત પણ નથી તેમાં તો વૈષ્ણવવેશનું મહાત્મ્ય અને આદર્શ વૈષ્ણવતા ને જ પ્રકટ કરવામાં આવી છે. છતાં ઉક્ત 'શોચ્યસ્થિતિ'માં આ વાર્તા ઉપર પણ દૂષણ લગાડવામાં આવેલું જોઈ આશ્ચર્ય થાય છે.

સમ્પ્રદાયમાં સમગ્ર જગતનો ભગવદ્ભાવે આદર કરવો કહેલો છે. હા ! સંગતો વિચારીનેજ કરવો એવો ઉપદેશ સાધક ભક્તોને માટે શ્રીહરિરાયજીએ અવશ્ય કરેલો છે.× અહીં દયારામભાઇનું આ પદ પણ દ્રષ્ટવ્ય છે.

'બહાનું બાળીયું રે શ્રીરાધાવરનું' 'અધમને ઉંચુ પદ આપે ના રહે પાપ સંતાપ આવું.'

તે ઉપરાંત શિક્ષાપત્રી આદિમાં પણ એવા અનેક ઉલ્લેખો પ્રસિદ્ધ છે. જેમાં વૈષ્ણવના આદરના ઉપદેશો છે. એથી આ વાર્તા પણ એ સમ્પ્રદાયના સિદ્ધાંતનુંજ જ્ઞાન કરાવે છે.

## 'વાર્તાઓ' ઉપર પ્રાપ્ત થતું પ્રાચીન સાહિત્ય—

૮૪, ૨૫૨ વાર્તાઓ વૈષ્ણવ સમાજમાં કેટલી બધી શ્રદ્ધેય હતી અને હજુ પણ છે એના જ્ઞાન અર્થે તેના ઉપરના પ્રાપ્ત સાહિત્યની અત્રે એક સૂચી આપવામાં આવે છે —

| નામ | કર્તા | સમય |
|---|---|---|
| ૧ ૮૪ વાર્તાની સંસ્કૃત નામાવલી. | શ્રી ગોકુલનાથજી | સત્તરમા સદીનો પૂર્વાર્દ્ધ કાલ |
| ૨ ૮૪-૨૫૨ની સંસ્કૃત વાર્તા મણિમાલા. | શ્રીનાથદેવ મહીપતિ | સત્તરમા સદીનો પૂર્વાર્દ્ધ કાલ |
| ૩ ૮૪ વૈષ્ણવનું વ્રજભાષાનું પદ | અલીખાન પઠાણ | ,, ,, ઉત્તરાર્દ્ધ કાલ |
| ૪ ૮૪-૨૫૨ વાર્તાના ભાવ-પ્રકાશો | શ્રી હરિરાયજી | અઢારમા સદીનો પૂર્વાર્દ્ધ કાલ |
| +૫ ,, ભાવ—સંગ્રહ | શ્રીદ્વારકેશજી | ,, ,, નો ઉત્તરાર્દ્ધ કાલ |
| +૬ ,, ભગવદીય ગુણ મણિમાલા | ,, | ,, ,, ,, ,, |
| ૭ ૮૪ વૈ. નું ગુજરાતી ધોળ | શ્રી વ્રજભૂષણજી | ,, ,, ,, ,, |
| ૮ ૮૪ વૈ. નું વ્રજભાષાનું બૃહદ્ પદ | કાકા વલ્લભજી | ,, ,, ,, ,, |
| ૯ ૮૪ વૈ. નું ગુજરાતી ધોળ | ,, | ,, ,, ,, ,, |
| ૧૦ ૮૪ વૈ. નું ગુજરાતી ધોળ | દયારામભાઇ | ઓગણીસમા સદીનો ઉત્તરાર્દ્ધ કાલ |
| ૧૧ ૮૪ વૈ. નું વ્રજભાષાનું પદ (પુ. ભ.માલિકા) ,, | | ,, ,, ,, ,, |
| ૧૨ ૨૫૨ વૈ. નું ધોળ | ,, | ,, ,, ,, ,, |
| +૧૩ ૮૪ વૈ. નું વ્રજભાષાનું પદ | દુર્લભદાસજી ( કાંકરોલી ) | ,, ,, ,, ,, |
| +૧૪ ૨૫૨ વૈ. નું વ્રજભાષાનું પદ | ,, | ,, ,, ,, ,, |
| ૧૫ ૮૪ વૈ. ની સંસ્કૃત વાર્તા ("વલ્લભીય કલ્પદ્રુમ" માં) | સરયૂદાસજી (શ્રી વિઠ્ઠલેશજીના સેવક) | વીસમા સદીનો પૂર્વાર્દ્ધકાલ |
| *૧૬ ૮૪ વૈ. ની મોહનમાલા = | ગોવર્દ્ધનદાસ | વિ. સં. ૧૯૩૭ |
| *૧૭ ૨૫૨ વૈ. ની મોહનમાલા — | ગોવર્દ્ધનદાસ | વિ. સં. ૧૯૪૦ |

આ સિવાય સમ્પ્રદાય-પ્રદીપ( ૧૬૬૦ ) મુરલીધર રચિત વલ્લભ ચરિત્ર, યદુનાથ દિગ્વિજય, ( ૧૬૫૮ ) ભક્તમાલ (૧૬૬૦) શિક્ષાપત્ર ટીકા, સમ્પ્રદાય કલ્પદ્રુપ (૧૭૨૯) પ્રાકટ્ય સિદ્ધાંત, તત્ત્વાર્થ બોધ (૧૭૩૦ ની આસપાસ ) ઇત્યાદિ સમ્પ્રદાયના ધાર્મિક ચરિત્રગ્રન્થોમાં પણ ૮૪ અને ૨૫૨ વૈષ્ણવોના ફૂટકર અનેક પ્રસંગો પ્રાપ્ત થાય છે. એ સર્વનો સ્થાન સંકોચથી અત્રે આપવામાં આવતા નથી.

ઉક્ત સર્વ પ્રમાણોથો ગોસ્વામી બાલકો, વૈષ્ણવો અને અન્ય ધાર્મિક સમાજમાં પણ વાર્તાઓ પ્રતિ કેટલો આદર પહેલાં અને હમણાં હતો અને છે તે સમજી શકાય તેમ છે. વાર્તાઓ વલ્લભીય વૈષ્ણવોનું તો સર્વસ્વ છે' અસ્તુ.

---

× પ્રસંગ વિજ્ઞાન ગ્રન્થ

+ અપ્રકાશિત. કાંકરોલી સરસ્વતી ભંડારમાં પ્રાપ્ત.

* મુદ્રિત .લખનૌ મુન્શી નવલકિશોર પ્રેસથી પ્રકાશિત.

# ચોરાશી વૈષ્ણવોની વાર્તા

## ત્રણ જન્મની લીલા ભાવનાવાળી

પૃ. ૮૬૪ સચિત્ર ન્યો. ૧૨)

પોસ્ટેજ અલગ

મળવાનું ઠેકાણું—દ્વારકાદાસ પરીખ
અગ્રવાલ પ્રેસ, મથુરા.

શ્રી 'સંદેશ લિમિટેડ' વતી મુદ્રક અને પ્રકાશક નંદલાલ ચુનીલાલ બોડીવાલા.
મુદ્રણસ્થાન શ્રી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ, ઘીકાંટા પિત્તળીઆ બંબા સામે, અમદાવાદ.